# જુદાઇનો ઘા!

## ( પારસી સંસારની એક વારતા. )

પ્રગટ કર્તા:—આર. ફરામજી

( 'દીલે આરામ' માસીકના માલેક. )

ખાસ ફરમાસથી

લખનાર-દારાં ખુરશેદજી ર. ડાકટર.

'દાખુરડા' 'શાગેર્દ'

તે

'ભુંડો, પણ ભરથાર' 'પ્યાર—એક પાહાડ' 'પરણેતર—એક વહાલ ને વફાની મુરતી' 'ગુલેસ્તાન' 'ચંડાળોની ચુંગાળમાં' 'મુદદઇ કે મોહરદાર?' તથા 'બૅરોનેટની બેટી.'

ઇત્યાદી વારતાના લેખક.



આવૃત્તિ ૧ લી. પ્રત ૨૫૦.

સને ૧૯૧૯.

કીંમત રૂા. ૧—૮—૦

# અર્પણ.



લાખમાં એક મળે એવા

ખરા નમાના, ઉદાર દીલનાં, નેક મનોવૃતીનાં,

પોતાનાં વાહાલાંઓ પ્રત્યે ઉમદા અને પ્રેમાળ

દીલસોઝીભર્યું નેક જીગર ધરાવતા, તેમજ

પોતાના મીત્રો તરફ માયા અને મેહર

બાનીની અચુક લાગણી રાખતા

મ્હારા મુરબ્બી મમાવાજી

## શેઠ ફરામજી દાદાભાઈ લાલકાકા

ને આ મ્હારો બીજો પુસ્તકરૂપી પ્રયાસ તેઓ

તરફનાં મ્હારાં મોટાં માન અને ચાહની

એક અદના ઇધાણી તરીકે અતી

નમનતાઇપુર્વક અર્પણ

કરૂં છું.

દારાં.

# મ્હારૂં બીજું પુસ્તક.



શુક્રાના તે રેહમી બાપનાં, કે એક બીજાં નવાં પુસ્તક સાથ વાંચનારી આલમની રૂબરૂમાં રજુ થવાનો મને શુભાગ્ય સંજોગ પ્રાપ્ત થયો છે. ગયે સાલ એક ન્હાનાં પુસ્તક રૂપે 'ભુંડો-પણ ભરથાર'- નામની એક ન્હાની પણ દીલપઝીર વારતા સાથ-શોખીન વાંચનારા સજ્જનોની ખીદમતમાં હું હાજર થયો હતો અને તે મ્હારા પહેલા પ્રયાસને મેહરબાન વાંચનારાઓએ ઘણો વખાણ્યો છે, એ મ્હારા જેવા એક ઉઘરતા લખનાર માટે, ખરૂં કહીએ તો, ઘણું ઉત્તેજન પાત્ર છે. ખાસ કરીને એટલા માટે કે તે મ્હારી વારતા પુસ્તક રૂપે કાંઇક તમામ નવી છપાઇ ન હતી, મગર અત્રેનાં જાણીતાં માહ-વારી 'દીલે આરામ'માં તે પેહલ્લી પ્રગટ થઇ ગઇ હતી અને તે લોક પ્રશંસા મેળવવા જેટલી ભાગ્યવાન બની હતી . એમ તેનાં મેહરબાન અધીપતી સાહેબ મારફતે જાણી, મેં તે ચોપડી રૂપે પ્રગટ કરવાનો સાહસ કર્યો હતો.

મ્હારો તે પ્રયતન કામયાબ નિવડશે જોઇ મને થોડુંકમાંજ એક બીજું અને વળી તમામ એક નવીજ વારતાનું પુસ્તક લખવાની હોંશ થઇ હતી અને તે મ્હારી ઉમેદને હું સરંજામ ઉતારૂં તે આ-ગમચ ભાઇ આર. ફ્રામજીએ પોતાના લોકપ્રીય મારીફનાં છઠ્ઠાં સા-લનાં બીજાં ભેટનાં પુસ્તક સારૂ એક નામીચી વારતા તૈયાર કરવા માટે મને રોકયો અને પરીણામમાં મ્હારી ધારણાં કરતાં પણ બહુ જલ્દી હું એક બીજું પુસ્તક બાહાર પાડવાને શકિતવાન થયો છું.

આ વારતા પારસી સંસારી છે. પારસી સંસાર એટલો તો સાદો છે કે તે જો તેનાં અસલ રૂપમાંજ કાંઇપણ સરાહાથાટ વગર રજુ

કરવામાં આવે તો, હું હીમ્મતથી કહીશ કે, તે બીલકુલ ખેંચાણ વિનાનોજ નિવડે. તેથી આ વારતા મધે કાંઇક રસ જમાવાની જરૂરીઆત સબ મેં તેમાં થોડોક ઉમેરો કર્યો છે, કે જે, મને માનવાને વિશ્વાસ છે કે, આપણા સાદા મગર શ્રેષ્ઠ પારસી સંસારને જરાબી એબ લગાડનારો નહિજ નિવડશે. એ વારતા કાંઇક ધડો, શીખામણ અને નિતિનો પાઠ વાંચનારાઓના મન ઉપર બેસાડે એવી મકસદથી મેં તેમાં મ્હારા વિચારો ઘણેક ઠેકાણે છુટથી આમેજ કીધા છે.

આ વારતા આપણા ટીકાકારોના હાથમાં તો અવશ્યે જશેજ. એ ટીકાકારો માંહેલા કોઇ કોઇ આજકાલ કેવાં ધોરણ ઉપર કામ કરે છે તે એક જાહેર વાત છે. પેપરો અને માસીકોમાં આવતા રીવ્યુઓ આપણને ખેદ સહીત અનુભવ કરાવે છે કે તે મોટો ભાગ અલબટ,—માનવંત અપવાદો બાદ કર્યા બાદ—તમામ સ્વાર્થી રહે છે. એક ટીકાકારને જો બાપડા લેખક સાથે કાંઇક અંગત મતફેર હોય છે, તો તે વાહોમ તેની ઉપર ઉતરીજ પડે છે. તેની દરેક નજીવી ખોડ ખામીઓ ખણીખોડી કાઢી મોટાં રૂપમાં વાંચનારાંઓ સનમુખ મૂકે છે અને તેજ વેળા તેમાં સમાએલી ખુબીઓ જણાવવાનું સાફ આખાડો કરે છે. શું એ અપક્ષપાત ટીકાકારોને કોઇપણ રીતે છાજતું છે? બીલકુલ નહિજ. અને આ મ્હારી પ્રસ્તાવનામાં એવા ટીકાકારો માટે મને બોલવું પડે છે એ બેશક ઘણું ખેદભર્યું છે; મગર તે રાસ્ત હોવાથી મને લખવાની ગોયા ફરજજ પડી છે.

આ મ્હારો બીજો પ્રયાસ ગુજરાતી સાહીત્યના ટીકાકારો સમક્ષ રજુ કરતાં હું આશા રાખું છું કે તેઓ અપક્ષપાત અને વાજબી નુકતેચીની જરૂરજ કરશે અને નહિ કે, જેમ હું જોતો અને માનતો આવ્યો છું તેમ, એક ઉધરતા લેખકને ઉત્તેજન આપવાને બદલે

પોતાના કોઇ સ્વાર્થને સારૂ તેને બીનજરૂરી ઉતારી પાડશે । બેશક, એમાં ખામી તો હશેજ. પણ તે સાથ જો કાંઇક ખુબીબી અંદર સમાએલી હોય તો તે તેઓએ વિસરી ન જતાં ખોલ્લા દીલથી સ્વિકારશે તો હું તેઓનો આભારી થઇશ.

આ વારતાની ચોપડી ' દીલેઆરામ 'નાં તંત્રી સાહેબે પોતાનાં આહોશ કલમકશોની મોટી ફોજમાંથી ખાસ ચુંટી કાઢીને મને લખવા સોંપી તે માટે હું એ બલા ભાઇનો ઘણો આભારી થયો છું. તેમજ વળી મ્હારી સુચનાઓ અને ઇચ્છાઓ મુજબ તે પોતાને અંગત ખરચે પ્રગટ કરવાની એવણે, આવા મોહઘવારી અને દુષ્કાળના દુષ્ટ સમયમાં, જર તથા મેહમતની કશીબી વાણુ કર્યા વગર તકલીફ ઉઠાવી છે, એ માટે હું એ બલા ભાઇનો જ્યાદા હેશાનમંદ છું.

આ મ્હારી લગાર લંબાણ થએલી પ્રસતાવના ખતમ કરતાં મને આ વારતામાં ઘણીક રીતે મદદગાર થઇ પડેલા મ્હારા એક દીલસોઝ રફીકનો આભાર માનવાનું જો હું વિસરી જાઉં તો તે કોઇપણ રીતે યથાર્થ નથી. એ-ભાઇ કેખશરૂ રતનજી ( કેર )-પોતાની રોકાણો અને અડચણો છતાં પણ એક મીત્રને સાહય થવાનાં માત્ર શુભ ખ્યાલથીજ મને મદદ કરી છે તે માટે હું એ બીરાદરનો ખરા અંતઃકરણથી ઉપકારી થયો છું.

એક બે બોલ સેવટનાં ઓરબી-થોડાક સમયમાં એક નવી ચોપડી સાથે વાંચનારા મેહરબાનોની ખીદમતમાં હું પોતે ફરીથી હાજર થવાની ઉમીદ રાખું છું અને તે વેળા વાંચનારા મહેરબાનોની ગરમ દીલસોઝીની દરેક ખાત્રી રાખતો,

| | |
|---|---|
| ૭૬, બજારગેટ, કોટ. | હું છું, |
| તા. ૧-૬-૧૫. | ત્હમારો નમ્ર સેવક, |
| | દારાં ખુરશેદજી ર. ડાકટર. |

# પ્રગટ કર્તા તરફથી !



અદના માસીક "દીલેઆરામ"ના ગ્રાહકોને વાર્તાનું પુષતક ભેટ આપવાની પહેલી કોશીશ ગયે સાલ અજમાવવામાં આવી હતી, જે ફતેહમંદ નીવડેલી જોઇ, આ સાલ એક કદમ આગલ વધી એક કોરી કકરતી નવીજ લખાયલી વાર્તાનું નવુંજ પુષતક ગ્રાહકો સમક્ષ ધરવાનો અમારો ઇરાદો થયો. આ ઇરાદાને અનુસરીને એક ફાંકડા પલોટની વાર્તા લખવા માટે અમે મી. દારાં ખુ. ર. ડોકટરને ચુંટી કહાડયા; જેઓણુ તે લખવામાં કેટલી હદે ફતેહમંદ નીવડયા છે તે અનુભવવાનું કામ વાંચક વર્ગનું છે. હાલ ઘણુખરાં જે વાર્તાના પુષતકો બાહેર પડે છે તે ઘણું કરીને એક કે બીજી વાર વાર્તા કે ચોપાન્યામાં પ્રગટ થઇ વંચાઇ ચવાઇ ગયા પછી ચોપડીના આકારમાં નીકલે છે. જે કેટલીકવાર કેટલાંક વાંચનારાઓને નકામા જેવા થઇ પડે છે. પણ ખુશી થવાજોગ છે કે આ વાર્તા માટે તેલું કશું છેજ નહીં. "જુદાઇનો ઘા!" નામની આ વાર્તા ખાસ આ ચોપડી માટે જ નવી લખાઇ છે અને તે કેવલ નવીજ બાહેર પડી છે. જેથી તે દરેક વાંચનારને આવકારદાયક થઇ પડશે.

"દીલેઆરામ"નો વાંચક વર્ગ અમારી સેવાઓની કદર બુઝે છે, તેના નજીવા લવાજમમાં નીયમીત બાર માસ ચોપાન્યા પૂરા પાડી, પતેતીનો ડબલ અંક પ્રવર્તાવ્યા ઉપરાંત આ પુષતક ભેટ આપવાનો સહાશ અત્રે ખેડયો છે, જે સઘળું તેના કદરનાસ ગ્રાહકોની મેહરબાનીથીજ છે. કાગલ ને પ્રીંટીંગ સામગ્રીની સખ્ખત મોંઘવારીમાં

આ કામ અમે તૈયાર કર્યું છે—પણ ઇન્શાઅલ્લાહ જીવતા રહ્યા ને સસતું સુકાલ થયું તો ભવીશ્યમાં હજી કાંઇ વધુ કરવાની અમને હોંશ અને ઇચ્છા છે!

લી૦ દુવાગો સેવક,

**આર. ફેરામજી,**

અધીપતી "**દીલે-આરામ.**"

# જુદાઇનો ઘા!

(પારસી સંસારની એક વારતા.)

## પ્રકરણ ૧.

તે બંને સુંદરીઓ એક અનુપમ સુંદરતાનું નાદર ચીત્ર રજુ કરતી હતી! હાથમાં હાથ ભેરવી દીલસોઝીથી એકમેકની ગોદમાં દબાઇ રહેલી તે, એકમેકથી તદન ઉલટી ખાસ્યતનો ખ્યાલ આપતી ખુબસુરતીઓ, એક ઘણો મનોરંજક ચીતાર આપણી આંખ સામે હાજર કરતી હતી.

બંનેના ચહેરા પર એક સરખી ચીંતા વંચાઇ આવતી હતી; જો કે મોટી એક ઘણા ખેંચાણકારક અને પળવારમાં આંજી નાંખે એવા ચહેરાની હતી; જ્યારે નાહની એક સાદા તથા નરમાશથી ભરપુર દેખાવની હતી, તોપણ અત્રે તેઓનાં મુખ પર છવાઇ રહેલા બીહીકના છાપ તો બંનેનાં ચેહેરા પર એક સરખા પ્રગટ પડેલા દેખાઇ આવતા હતા.

રતાં દાવર એક જવાંન વિધવા હતી, છતાં તેણીનાં સોહામણા મુખડા ઉપર છાળકાપણું અને ઝાંખી અદેખાઇની લીટીઓ પ્રગટ પડેલી નજરે આવતી હતી. મેહરાં અવાસ્યા—માબાપનો પુનોતો સાલો ઓઢી બેઠેલી તે સુકુલેસ મધુરી—છોકરવન ઉમર તજીને હજી તો

બે ત્રણ વરસ થયાંજ એક બાયડી બની હતી, તોબી તેણીના નરગેસ સમાન નયણોમાં નરમાશ અને ચેહેરા ઉપર ઠાવકાપણું ઘણું ખોલ્લું વંચાઇ આવતું હતું.

"ફકટ એક પખ્વાડયું વધારે," રતાંએ બીહપેલા સાહદે કહ્યું, "અને-અને-ત્યાર પછી, મેહરાં—"

"તું સહીસલામત થશે." મેહરાંએ પ્રતિઉત્તર કર્યો. "હું કેવું ઇચ્છુંછ કે એટલા પંદર દીવસ વહી ગયા હોતે! બચ્ચીત કેહુંછ હું દીવસ જતાં ઘણીજ 'નરવસ' બનતી જાઉંછ. ધાર કે-કે કંઇ અણધાર્યો બનાવ બની ગયો-અને ઓ! તો પછી બધું કેવું ભયાનક બની જાએ?"

રતાંના ચેહેરા ઉપરનો રંગ પળવાર ઉડી ગયો. તેણીની આંખમાં ધારતી સાથે ગુસ્સાનો ચળકાત ચમકી રહ્યો.

"તું એવું શું બોલેછ જો, બા!" રતાંએ થપકાથી ભરેલા અવાજે કહ્યું. "જે બનવા જોગ છે તે ફકટ એકજ ચીજ છે કે મ્હારા ફુઆની બહેનનો વરસો ઉપર બે માલુમ થયલો વચલો દીકરો મેહરાંમ કરંજયા એકાએક ફુટી નીકલે! પણ નહી-મ્હારી ખાત્રીજ છે કે તે મરી ગીયોછ!"

"હા." મહેરાંએ વિચારવંત અદાએ જવાબ દીધો. "હું બી એમજ ધારૂંછ, કેમજે જો તે જીવતો અત્રે ફર્યો હતે તો આપણે અત્યાર આગમચનું એને માટે સમજતે. પણ નહી-હી મસ્ત બી ડેડ!"

"મહેરાં, ખરેખર કહુંછ એનો વિચારજ મને મુંજાવીને મારી નાખેછ." રતાંએ બાર ઝુંટી હાથ ચઢાવી કહ્યું. "ઓ, એ કેવું ભયાનક થાએ! મ્હારે માટે તે કેટલું ભયાનક બને, જો તે વરસો

પછી પાછો જીવતો ફરે તો ! મહેરાં, મેં ગરીબાઇમાં કેવા કેવા હાય-સોસારાથી દીવસો પુરા કીધાછ ! મેં મ્હારી એ કંગાલ સ્થિતિમાં વખત કેવો બુરો પસાર કીધોછ, તેનો તુંને તે કેમજ વિચાર આવી શકશે ! અને જો—હજી તો મેં વરસ દીવસ થયાંજ જાણ્યુંછ કે હું એક મોટી દોલતની વારસ થઇછ અને તે દોલત મ્હારા હાથમાં આવવાને હવે ફકટ એક પખવાડીયું બાકી રહીુંછ—તેટલાં ટુંકા અરસામાં એ ભુટ મામાની માફક પોતાની દોલતનો હક માંગતો આવી ઉભો રહે તો ? ઓ હાવ હૉરીબ્લ ! મહેરાં, તો પછી, મ્હારી નાસી પાસીનો ખ્યાલ તને સહેજેજ આવી શકશે—તે નાસીપાસી કે જે મને ફકટ એકજ પળમાં મ્હારાં મગજથી બેમગજ કરવાને બસ છે !"

રતાંનો તીણો સારંગીનાં સરોદ જેવો અવાજ તેણીની ખુબ સુરતીને વધુ ખેંચાણકારક બનાવતો હતો. છેલ્લો વાક્ય એટલી તો અસરકારક રીતે ધ્રુજતાં તેણી બોલી કે મહેરાંએ દયા અને દુઃખની ભેગી લાગણીએ પોતાની નરમ આંખો તેણી પર ઠેરવી.

"મ્હારી ગરીબ રતાં !" તેણીએ માયાળુ સાહદે કહ્યું. "ખચીત ત્હારી હાલત ઘણી દયા ખાવા જોગ છે. હું ખરાં જીગરથી ઇચ્છુંછ કે ત્હારા મરનાર ફુઆએ એવું ઘાટકી વિલ કીધું નહી હતે ! બધી આખ્ખી રકમ આપ્યા અગાઉ આટલું તને તોવાવું પડેછ તેનાં કરતાં કાંઇબી શરત વગર ફકટ એક હજારજ ત્હારા નામપર કીધા હતે તો ઘણું વધારે સરસ થતે. પણ આય શું મુવું બન્યુંછ !" મેહરાંએ ખરી લાગણીથી તેણીનાં પાંસાંમાં ભરાયલી પોતાની વિધવા સગી માટે બડબડાટ કીધો. "તુંને બધી રકમ વરસ દીવસ પછી ત્યારેજ મળે કે જ્યારે તેવણુનો સાઉથ અમેરીકા ગયલો ભત્રીજો બહેરામ મુવેલોજ પુરવાર થાએ. ઓહ, 'ટીઝ ઍબ્સર્ડ !' હું એ

ત્હારા મરનાર ફુઆ ગુસ્તાદજી પર, મને માફ કરજે, રતાં, એવું વિલ કરવા માટે, ગુસ્સે થયા વગર રેહી શકતીજ નથી; કારણ કે ત્હારા જુડા ભરથારના મરણ પછી—તેં આટલી આટલી જંજાલી ખમ્યા પછી તુંને કોઇબી રીતની આપદામાં પડેલી હું જોઇજ શકતી નથી. એહ! હું કેવું ઇચ્છુંછ કે તું સદા ખુશાલ અને ઉમંગી રહી શક્તી હોય! વળી મને જાસ્તી તો ત્હારા ફુઆ પર એમ ચીડ ચહરેછ," મહેરાંએ ગુસ્સાથી જારી રાખ્યું. " કે જો બેહરામ જીવતો આવે તો તેની સાથે ત્હારે પરણવું અને તેને બી તનેજ તેની ધણીઆંણી તરીકે કબુલ કરવી! ઇટઝ ટુ બૅડ!"

તેણી વાંકી વળી અને રતાંના ભરાવદાર બાલના ભાથરા ઉપર એક હેતવંતી મીઠી કીસી લીધી. તેણી તેણીની સોબતીના નયણોમાં પ્રસરી રહેલો નીરાશીનો છાપ જોઇ ખોલનું કલ્પી શકી કે રતાંનાં દીલમાં અધીરાઇનાં અગાધ દુઃખનું એક જાલેમ જંગ મચી રહ્યું હતું.

અને શું એ મહેરાંનું અનુમાંન ખોટું હતું? નહીજ. રતાં જેવી કફોરા સંજોગમાં સપડાએલી સુંદરીનાં દીલમાં અધીરાઇનો ધગ ધગતો આતશ તેણીનાં બાતેનને બાળી જળીને ખાખરાખ કરતો હતો, એમ કહેવામાં શું જરાબી અતીશયોક્તી હતી? ખચ્ચીતજ નકી.

રતાં ફકટ પચ્ચીસ વરસની ભરજવાન વયે રંડાઇ હતી. તેણીએ તેણીની પરણેલી જીંદગીમાં જાલેમ ગરીબાઇ સાથે પોતાનાં જુંડા વરનો જુલમ ઘણો સેહલ્યો હતો. તેણીનાં ભરથારનાં બે વરસ અગાઉના મરણ પછીબી તેણીએ કોઇબી રીતની સહેલી સુખી જીંદગી ગુજારી હતી નહી. માત્ર વરસ દીવસ થયાંજ તેણીએ તેણીનાં મરનાર ફુઆનાં સોલીસીટર મી. પેસ્તનજી બનાજી મારફતે સમજ્યું હતું કે

એક વરસ દીવસ પછી તેણી તેણીનાં મરનાર ફુઆની એકલી વારેસ થનાર હતી–વરસ દીવસ ખાસ તેવણુનાં બેહનના વચલા દીકરાની શોધ માટે આપવામાં આવ્યો હતો. આખ્ખા સાડા અગ્યાર મહીના પસાર થઇ ગયા હતા તોબી ઘણી શોધખોળ છતાં બેહરામને કશો પત્તો લાગ્યો હતો નહી; અને બાકી પંદરજ દીવસની ખોટી, તેણીનાં હાથમાં લગભગ પોણા લાખની દોલત આવવાની હતી શું એ પંદર દીવસમાં બેહરામ દુન્યાનાં કોઇબી છેકે ખુણેથી પોતાના હકનો દાવો પુકારતો આવી પુગશે ! એજ વીચારે તે અબળા આતુરતા ને અધીરાઇની આગમાં બળી મરતી હતી

"તું તો મ્હારી હંમેશાનીજ વ્હાલી છે," મહેરાંનું છેલ્લું બોલવું સમજી રતાંએ તેણીના પાંસામાં વધુ ભરાતાં કહ્યું–કોઇ સાબુત કાનવાળો પહેલ્લેથીજ, મહેરાં અને રતાંનાં બોલવાનાં અવાજની ઢબપરથી, કલ્પી શકે કે પહેલીનાં અવાજમાં ગરમ દીલસોઝી અને સાચ્ચીજ માયા સમાઇ હતી, જ્યારે બીજીમાં તેથીજ ઉલ્ટું બાહરનું અને દેખાદેખીનું હતું. "પણ પણ તું મ્હારી આપદાઓને તે કેમજ મારી હઠાવી શકે? મ્હારા સંકટ મનેજ સહન કરવા સરજેલી છે. મહેરાં, મ્હારેથી બધું ખમાઇ શકાએછ–ટાઇફોઇડ ફીવર, કૅન્સર કે કોઇબી તરેહનું જોખેમ ઑપરેશન ખમવાનું મ્હારાંમાં પુરતું ખમીર છે. ઓ! પણ ગરીબાઇ–દયાહીણુ ગરીબાઇનાં સંકટો ઉપાડવાને હું તદ્દન નાકૌવતવાન છેઉં."

તેણીની આંખમાં આંજુંઓ ધસારાબંધ ધસી આવ્યાં; અને દુઃખનાં એક ડસકલાં સાથે મહેરાંની ગરદન આસપાસ તેણીએ તેણીનાં હાથ ઘણા જુસ્સાથી ભેરવ્યા.

"ડાર્લીંગ, એમ શું કરેછ જો ?" રતાંનું માંથું ઘણાં હેતથી પોતાની છાતીમાં દાબી, તેણીની આંખમાંથી આંજુઓ રૂમાલ વટી

લુછી નાખી મહેરાં બોલી. "મ્હારી પક્કી ખાત્રી છે કે ત્હારા ફુઆની બહેનનો દીકરો પાછો નહીજ આવશે; અને માત્ર પંદર દીવસની રમતમાં પંચોતેર હજાર રૂપ્યાની દોલતમાં તું રમતી થશે. આઇ ઍમ સર્ટન ઑફ ઇટ."

"હું ઇચ્છુંછ કે ત્હારા જેટલી હુંબી ખાત્રીપુર્વક હતે." રતાંએ ઘણાં કડવા અવાજે કહ્યું. "એ પંદર દીવસની સૌથી છેલ્લી રાત પસાર નહી થશે ત્યાં સુધી મ્હારા જીવને જરાબી જમ વલવાની નથી. પણ, પણ સમજ મેહેરાં, કે જો એ પાછો આવે–હું ખરાં અંતકરણથી માંગુંછ કે એ નહીજ ફુટી નીકળે–અને જો મને પૈસા જોઇતાજ હોય તો હું એની સાથે વીલની રૂએ, પરણી શકું એમ છે."

મહેરાંએ એક બે પલ ભારે અજાયબીથી તેણીની પાસે બેઠેલી તે વીધવાના ચહેરા ગમી જોયું; અને પછી તેણીની નજર પોતાનાં પર પડે તે અગાઉ તેણીની બાતેનની અજાયબી તેણીએ દીલમાંજ બડી મુશ્કેલીથી સમાવી દીધી. "પણ–પણ રતાં હું તો એમ ધારતી'તી કે તું ફરીથી પરણવાનો ખ્યાલજ ખમી નહી શકશે–કે ત્હારા કરારા ભરથાર લવજી–" તેણીએ જાસ્તી બોલવાની, મગર, હીમત કીધી નહી, કેમજે તે પરદેશમાં ગુજરેલા રતાંનાં ભરથારની વાત રતાંને હંમેશાં અણગમતી હતી. "વળી જે માણસની તેં સીક્કલ વટીક નથી જોઇ તેને તું પરણવા કબુલ થાય! એ વાત મ્હારૂં જીગર કબુલ કરી શકતુંજ નથી. હું જાણુંછ, તું મ્હારી મજાક કરેછ. તેંજ મને કહ્યુંતું કેની કે લવજી સાથે તેં પરણેલી જીંદગીનો કડવો અનુભવ એટલો તો પુરેપુરો મેલવી લીધોછ કે ફરીથી તું કદીબી પરણવાનીજ નથી!"

રતાંએ એક ધીમાં લુચ્ચાં હસવાં સાથે તે બાળકીનો ચેહેરો નીહાળ્યો. "હું ધારૂંછ, મહેરાં," તેણી ધીમેથી ટકોર કરતા સાહદે બોલી. "કે ત્હારો એવો વીચાર છે કે જે માણસને આપણે ચાહતાં નહી હોઇએ તેને પરણવું ઘણું ભયંકાર છે. પૈસા ખાતર પરણવું એ ખાનાખરાબીની નિશાની છે, નહી ? એવું શું ત્હારૂં મત નથી !"

મહેરાંનો ચેહેરો લાલ બુટી જેવો થઇ ગયો. તેણીએ, તે સવાલનો જવાબ દેતાં, તેણીની સગીની આંખ સાથે આંખ મેળવવાની હીંમ્મત કીધી નહી. "રતાં, એ સઘળું શબ્દથી કેહવા કરતાં વિચારી લેવું ઘણું દરૂસ્ત છે." તેણીએ કહ્યું—તે અવાજ કે જે કાંઇ ઘણીજ ગુપ્ત લાગણીની અસરે સહેજ ધ્રુજતો બન્યો હતો. "પૈસાને માટે પરણવું એટલું તો દુષ્ટ છે કે તેવો નીચ ખ્યાલ તું કદીબી કરી શકશે નહી. હું જાણુંછ કે તું મને પજવેછ !"

પણ રતાંએ જવાબ દીધો નહી. તેણી કાંઇ અજબ ઉલટ અને અજાયબીથી મહેરાંનાં લાલ થતાં રોખસારાને ટીકતી બેઠી. તેણીનાં ભવાં એક વેળાની માફક શરમીંદગીથી નીચે ઝુકાઇ પડયાં હતાં, જ્યારે તેણીનાં હોથ પર કાંઇ વિચિત્રજ લાગણીનો પ્રવાહ પ્રસરી રહેલો રતાંને જણાયો.

"મેહેરા," તેણીએ એકાએક સવાલ કીધો, "મહેરાં, તું જાણેછ કે તું હમણાં કેટલી દીલકશ લાગેછ તે ? તેનું શું કારણ કે તું હજી પરણી નથી ? ખરેખર," તેણીએ હસીને ટકોરથી ઉમેર્યું, "તુંને તો પ્યારનાં લગન ઘણાં ગમેછ. તું કોઇ સાથે પ્યારમાં પડીછ, વારૂ ?"

રતાંએ છેલ્લો સવાલ તદન બેદરકાર ઢબે અને ખુશ મીજાજી અવાજે પુછયો હતો, કેમજે મહેરાંને તેણી સારી રવેશે પીછાંણતી

હતી અને તેણીની જીંદગી રતાં સનમુખ એક ઉઘાડી ચોપડી મીસાળ હતી

પણ રતાંની ભારે અજાયબી વચ્ચે, મહેરાં તરફથી કાંઇ ટકોર ભરીજ જવાબ મલવાને બદલે તેણીના રોખસારાઓ જીયાદા અને જીયાદાજ કીરમજી થતા ગયા, અને તેણીની આંખ શરમીંદગીથી નીચે થઇ ગઇ. રતાં તાજુબીથી તે ફેરફાર થોડોક વાર ટીકતી તેણીનાં પાંસાંમાં ભરાઇ રહી.

"માઇ ડીયર ચાઇલ્ડ, એનો મીનીંગ શું, હં?" બાપડી મહેરાને શરમથી મારી નાખતાં રતાંએ હસીને પુછ્યું. "તું કોઇનાં પ્યારમાં પડાછ? ઓ, ત્યારે મને કહેની તે કોણ છે? મહેરાં ત્હારે મ્હારી ઉપર વિશ્વાસ રાખી મને એ આગમચથી વાકેફ કરવી હતી. હું કે જે ત્હારામાં આટલી બધી ઉલટ લેઉંછ તેને એમ ત્હારે અંધારાંમાં રાખવીજ નહી જોઇતી'તી."

"વાહલી રતાં, મુંગી રહી જા. ખોદાને ખાતર ચુપ થઇ જા." મહેરાંએ પગથી માથાં વહેર તમામ લાલચોળ થઇ જતાં, રતાંનાં પાંસાંમાંથી એકદમ ઉડી જઇ, કાલાવાલા કરતી ધમે કહ્યું. "સઘલું તદન પાયા વિનાનું છે. જે તું કલ્પેછ તેમાં કશુંબી વજૂદ નથી."

રતાં એક માયાળુ હસવું હસી-તે હસવું કે જેમાં દીલગીરી અને ઠપકાનો ભેગો અવાજ હતો.

"મ્હારી ઉપરનો ત્હારો વીશ્વાસ હું જોરજુલમે માંગતીજ નથી, વાહલી,' તેણીએ દીલગીર સાહદે કહ્યું. "મને એક બે પલ જ ફીલ થયું કે તું મ્હારાંમાં આટલી બધી ઉલટ લેછ, ને મને ત્હારી 'સીક્રેટ' જણાવતી નહી. વેલ, ઇટ'ઝ સીલી ઓફ મી."

મહેરાંની આંખમાંથી આંસુઓ ખરી પડયાં.

"ઓ, તું મને કાંય ઠપકો દેછ, રતાં?" તેણીએ ઘણા કરગરેલા સાહદે કહ્યું. "તું એમ બોલીને મને શરમાવેછ. તું ધારેછ તેવું કાંઇજ નથી–તે–ને–તુને તે હું શુંજ કેહું?"

"સીલ્લી ચાઇલ્ડ!" રતાં પોતાની જગા ઉપરથી ઉઠી તેણીની પીત્રાઇની પાસે જતાં બોલી. "ચાલ, અમઠાં આંખ પાંણી ના કર. લે, હું ચાહે બનાવી આપુંછ, ને ત્હારો ફરવાનો વખત થયો. તું જા."

મહેરાં છુટકારાનો એક ઉંડો દમ ખેંચીનેજ તે ન્હાના ગરીબ મગર સ્વચ્છ ઓરડામાંથી બાહાર પડી. તેણી ઘણી નામોશી પાંમી હોય એમ તેણીને લાગ્યું. રતાંને તે જીગરેજાનથી ચાહતી હતી. અને ફકટ એકજ ચીજ તેણીથી છુપી રાખવા માટે તેણીને ઘણો પસ્તાવો થયો. ઓ! પણ તે તેણીને સઘળું કેમ કેહ, જ્યારે હજી સુધી કશાંનોબી પુરે પાથરો પાયો નખાયો હતો નહી?

બીજા હાથ પર રતાંનાં મનમાં ઘણું ઓછું આવ્યું; તેણીની ઉમદા કઝીન મેહેરાં તેણીથી તેણીનો 'લવ અફૅર' છુપાવાની કોશેશ કરતી હતી, એ જાણી તેણીના જીગરમાં ઘણું લાગ્યું. અને દુઃખ તથા અદેખાઇનો એક જાલેમ ચમટો તેણીની છાટીમાં તુટયો. આહ! તે પોતે આટલી બધી ખેંચાણકારક ખુબસુરતી ધરાવનારી માહબુબ હતી, તે છતાં તેણી પર પ્યારનાં ખેંચાણે કોઇબી અત્યાર સુધી ખેંચાયું હતું નહિ–તેણી સીહા વિધવાપણું સેહવતી હતી! જ્યારે તેણીની કઝીન કેટલી સાદી અને તેણીની સાથે સરખાવતાં કેટલી ઓછી ખુબસુરત હતી, છતાં એક ફુલ ઉપર લલચાઇ મધમાખ આવી બેસે છે તે મીસાલ કોઇ આયંદે તેણીનાં હાથની આર્જુ કરતું આવી ઉભું હતું!

તેઓ સુરતમાં નાનપૂરે એક ઘણું નાહનાં બેઠાં મકાનમાં રહેતાં હતાં; અને જ્યારે મહેરાં હંમેશના ધારા મુજબ સાંજના ફરવા નીકળી પડી ત્યારે રતાંને, કોઇ દીવસ નહી ને આજેજ, તેઓનું તે મકાન ઘણું એકાંત લાગ્યું.

રતાં કોઇબી દીવસે ઘરની બાહર નીકળનારી હતી નહી; જો કોઇ કદાચ નીકળતી તો ઘણાંજ થોડે છેટે જઇ ઘેર ભણી પાછી વળતી. તેણી પોતાને ઘણીજ નાજુક ને નાતંનદરોસ્ત ધારતી હોવે, ફરવા જવાનું ઘણું ધીકકારતી હતી.

પણ આજે તેણીને ફરવા જવાનું એકાએક ફીફરું થઇ આવ્યું; અને તેબી છેક નદીના પુલ પર તે જગા કે જ્યાં મહેરાં પોતે ફરવા જતી એવું તેણીને કહેતી હતી. તેણીએ ખાસ મહેરાંની ચાલચાલ તપાસવા ઇચ્છી. તે છોકરી તેણીથી સઘળું છુપાવી તેણીને છેતરતી હતી કે નહી, તે જોવા અને જાણવા તેણીએ માંગ્યું.

અને તેણી ગઇ. ઘણોજ સાદો મગર સારા ટેસ્તથી ચુંટેલો પોષાક પહેડી રતાં દાવર પોતાનું ઘેર બંધ કરી પોતાની વાહલાંમાં વાહલી કઝીન ઉપર જાસુસીપણું ચલાવવા ઘેરની બાહર પડી. તેણીએ નદીનાં પુલ ભણી હેર્યું લીધું.

પુલની નીચે નદીનાં પાણી ઘણાં શાંત અને સફેદ ચાદરવાલું બીછાણું બીછાવી રહ્યાં હતાં, પણ રતાંનાં દીલમાં શાંતી હતી નહી. તેણીનાં જીગરમાં તો નહી સમજી શકાએ એવા અદેખાઇ અને અશાંતીનાં બળત્રાં બળતાં હતાં. તેણીએ પુલ પર મહેરાંને જોઇ નહી. એક નાકે ઉભી રહી તેણીએ નજર તાણી તાણી દીઠું પણ મહેરાં તેણીની નજરે કેડે પડી નહી.

તેણીએ ગુસ્સાથી દાંત બીડયા; અને તેણીમાં કાંઇ તદન નવેસ-

રનું જોર આવ્યું હોય તેટલાં જોરથી તે પુલ ઉપરથી તેણી ઠેઠ લાંબે વહેર નજર નાખતી ચાલવા લાગી. મ્હેરાં પુલ ઉપર ફરવા આવીજ ન હતી, એ હવે તેણીની ખાત્રી થવા લાગી. રતાં લગભગ અર્ધો પુલ પસાર કરી ગઇ પણ મહેરાંની કંઠેબી ધનનસલ નજ જ-ણાઇ. આહ! ત્યારે તેણીની ન્હાની પીત્રાઇએ તેણીને થાપ આપી-પોતે જવાનું કાંહ કહેતી અને જતી કયાં, એમ કરી આયંદે તેણીને છેતરી।

રતાં હદબાહર ગુસ્સે થઇ. તેણી એક છેડાથી બીજા છેડા વહેર લગભગ આવી પુગી હતી અને હવે જાસ્તી ચાલવા માંગતી નહી હોવે પાછું ફરવાનો ઇરાદો કરતી હતી, તેટલાં તેણી ચમકી। અને નદીની બીજે પાર નીકલી પડતા ડોળાએ કોઈ બે જણાંને ટીકતી ત્યાંને ત્યાંજ ઠરી ઠાંમ થઇ ઉભી.

નદીને બીજે પાર તેણીએ મહેરાંને કોઇ ઉચા કદાવર જવાંન્યાંની ઓર્દુમાં ઉભેલી દીઠી. તેણી ગુસ્સાથી ગોયા ઘેલી થઇ ગઇ હોય તેમ બધા ખેંચાઇ ગયલા ડોળાએ તે એકાંત જગા તરફ ઉભેલાં બે જ-ણાંઓને ટીકતી ઉભી. તેણી માનીજ નહી શકી. જો કે તે અબળા મહેરાંનીજ ઉંચાઇની, મહેરાંનીજ ધપ છપને મળતી તથા મહેરાં-નાંજ જેવા પોષાકમાં સજ્જ થએલી હતી તો પણ તેણીને એક બે પળ પુરતો વિશ્વાસ ન આવ્યો.

ગુસ્સાથી ગુંગળાતી છાતીએ તેણીએ વધારે આગળ જઇ પકી ખાત્રી કરવા માંગી. તે વિચાર અમલમાં મુકે ને અગાઉ તેણીએ જોયું કે તે બાળાની લગોલગ ઉભેલા મરદે તે બાળાને ઘણાં જોરથી પોતાનાં પાસાંમાં લીધી અને એકથી જાસ્તી વાહલ ભરી ચુંમીઓથી તેણીનો મુખડો ભરી નાખ્યો।

---

# પ્રકરણ ૨.



"ઓ કેટલું મોડું! કેટલું મોડું! ત્હમારી રાહ જોતાં બધું મ્હારૂં પાકીને પલેહરબી થઈ આયું. હું તો ધારતો'તો કે હવે ત્હમે આવશોજ નહી?"

મહેરાં અવાસ્યા એક દીલપઝીર હસ્વું હસી, અને તે ખુબસુરત આતુર જવાંનના લંબાયલા હાથમાં પોતાનો ન્હાનો કર શેકહેન્ડ માટે આપ્યો. તેણે તે જોઇએ તે કરતાં જાસ્તી વખત પોતાના હાથમાં રાખી મુકયો અને તે ગામડેની ગોરીનાં ચેહેરા ઉપર ધાઇ આવેલું લોહી ઘણી ઉત્સાહ અને મોજથી ટીકતો ઉભો.

મહેરાંએ પોતીકો હાથ તેનામાંથી અળગો કરવાની જરાએ વેત્રણ કીધી નહી. તેણી તેના પરીઆરાનો જવાબ તરત કરવા માંગતી હતી, પણ તેણીથી તેમ થઇ શક્યું નહી અને એક છુપી નજર તેના દેખાવડા ચેહેરા ઉપર નાખી તેની ગોદમાં ચુપ ઉભી.

"આગળ ચાલશો? આપણે આગળ જઇશું?" તે અંગ્રેજી પોશાકમાં સજ્જ થયલા જવાંને તેણીને ચુપ જોઇ—તેણીનાં દીલમાંની લાગણી તેણીનાં મુખડા ઉપરથીજ વાંચી લઇ—સંતોષની એક નજર તેણી પર નાખી પૂછ્યું.

મહેરાંએ જવાબ દીધા વિના તેની સાથે ચાલવા માંડયું.

આહ! તે સુંદરીએ તે જવાંનની લગોલગ ચાલતાં મનસે વમાસ્યું કે આ તેજ જગા હતી કે જ્યાં તેણીને આ જવાન્યા સાથે પહેલ વહેલી મીત્રાચારી બંધાઇ હતી. તે એક અચ્છો ચીતારો હતો,

જે પંદર દીવસની વાત ઉપર અંહી ઉભો ઉભો કુદરતનો ચીતાર ચીતારતો હતો, જ્યારે એક પેલું કુત્રું તેણી પાછળ તેણીને કરડવા ધશ્યું આવતું હતું. તે જાનવર તેણીને કશીબી રીતની ઇજા કરી શકે તે અગાઉ તે જવાને તેણીને પોતાની બાજુમા ખેંચી લઇ તે કુત્રાંને પોતાનાં હાથમાં પકડેલાં પાટીયાંનાં મારથી દુર કરી નાખ્યું હતું. તેજ પહેલી પળોથી કાંઇ અજબ ખેંચાણ તેની ભણી તેણીને થવા લાગ્યું-તેજ વખતથી તેણી તેનામાં ઉલટ લેવા લાગી.

તેણી પોતેબી એક ઘણી સારી કેળવાયલી બાળા હતી અને કુદરતની બલીહારીઓ વખાણવા અને તેનો ચીતાર કેનવાસ ઉપર ઉતારવાનો તેણીને બચપણથીજ હદબાહર શોખ હતો. તે પહેલા દીવસની ઓળખાંણ પછી મહેરાંનાં વીચારો નિરંતર તેનાજ હતા. તે અને તેજ વાહાલો જવાન્યો તેનાં ખ્યાલમાં રમી રહયો હતો. તેણીને લાગ્યું કે તેણી પંદર દીવસ થયાંજ જાણે આ દુન્યાંમાં હસ્તી ભોગવતી થઇ હતી-તેની અગાઉ તેણી જીવતીજ ન હતી.

પંદર દીવસની ઓળખાંણ છતાં તેઓ એકમેકના નામ ઠામથી તદનજ અજાણ હતાં. તે એક ઘણો સારો ખાંનદાંની જવાંન્યો દીસતો હતો, જેના ચેહેરા પરથી ઘણી જફાઓ સહન કરી જાણે હમણાંજ આશાએશ અને આરાંમ ભોગવવા દુન્યાંમાં નીકળ્યો હોય એમ દીસતું હતું. તે બચપણથી હીંદુસ્તાંનની બાહર વસતો આવ્યો હતો અને તેણે મહેરાંને કહ્યું હતું તેમ, થોડાજ દીવસ થયાં તે મુંબઇ આવી રહ્યો હતો, જ્યાંથી કાંઇ ખાનગી કારણોસર તેને થોડાક દીવસ સુરતમાં ધાગો નાખવો પડયો હતો.

"તમે આજે આટલું બધું અવારૂં કીધું તે હું તો એમજ સમજવા લાગ્યો કે તમે હવે ફરી મને મળશોજ નહી. એ વિચારે

બચ્ચીત હું કેટલો બધો નારાજ થયો'તો." તેઓ લગભગ અર્ધો પુલ તદ્દન ચુપકીદીમાં ચાલી આવ્યા પછી તે બોલ્યો.

"પણ હું કહી તો ગઈ'તી કે હું જરૂર જ આવશ." તેણીએ સાદાઈથી જવાબ દીધો.

"હા, પણ આજે ત્હમને મને કાંઈ ખાસ કહેવાનું હોવાથી મને ઘણી વધારે અધીરાઈ લાગી. જો ત્હમને કંઈ વાંધો નહી હોય તો આજે આપણે પુલ પસાર કરી જઈને પેલી બાજુએ છેક નદી કીનારે જઈ બેસ્યે ?"

તેણીએ હા કહ્યું અને તેઓ પુલ પસાર કરી ડાબા હાથ બણી વળ્યાં અને થોડુંક ચાલી એક ઉંચા દરખતની નીચે આવી ઉભાં.

"હું-હું-એમ કહેવા માંગતો'તો" તેણે તુરત કહ્યું, "કે હવે હું અહીંથી જતો રહેવાનો છઉં. આવતી કાલે મને અહીંથી કુચ કરી જવી પડશે. મને તેમ કર્યા વગર ચાલવાનુંજ નથી."

ભોળી મ્હેરાં પોતાનાં દીલની લાગણીઓ છુપી રાખતાં બરાબર શીખી હતી નહી. તેણીનો મુખડો દલગીરીથી ફીક્કો પડી ગયો અને તેણીની આંખમાં નાસીપાસી પંથરાઈ રહી. તેનાં દીલમાં ખુશાલીનો રોહ વહેતો અટકવા લાગ્યો, તે મધુરીને પોતાને માટે કાળજીવંત જોઈ, તેની પોતાની તેણીને કાંઈ દરકાર હતી એવું વીચારી-તે મધુરી કે જેની સાથે ટુંક અરસામાંજ તેને ધાડી મીત્રાચારી બાઝી હતી અને જેને તે પોતાની તરફ જીતી લેવા માંગતો હતો.

"પણ હું પાછો આવશ." તેણે નરમ સાહદે કહ્યું "પણ હું જાઉં તે પહેલાં મ્હારૂં પોતાનું નામ ત્હમને હું જણાવવા માંગુંછ. મ્હારૂં નામ બહેલી છે-બહેલી બખત! અને-અને," તેનો ચેહેરો

બણો જુસ્સાદાર બની ગયો—તેનો મુખડો કંઇ કશા પવીત્ર પ્રકાશે લાલ પ્રકાશીત બની રહ્યો. " હું તને ચાહુંછ—સાચ્ચા પ્યારથી હું તને પુંજુંછ. અને તેના બદલામાં તું મને જરાબી ચાહી શકેછ ? બોલ, ઓ બોલ, મ્હારા ફરેસ્તા, મોઢું ખોલી મને ત્હારા દીલની સાચ્ચી લાગણીઓ કહે."

મહેરાં અવાસ્યા ગરદન સુધી લાલ થઇ ગઇ ! તેણીનું નાજુક જીગર તેની પાસે ઉભેલો તે જવાંન્યો—જો અત્રે તેનાં કાંન હોય તો—ખોલે ખોલી રીને સમજી શકે એટલાં જોસથી ધડક ધડક થવા લાગ્યું. ઓ ! કેટલું જલ્દી ? કેટલું અણુધાર્યું ? પ્યાર કાહાણીનાં કીસ્સામાં માનવાવાળી અને ઉલટ લેનારી તે મધુરી હતી અને તેણીનાંજ બાબમાં એક એવો કીસ્સો કેટલો અણધાર્યો બની ગયો ! તેણી ધ્રુજતાં જીગરે ચુપજ ઉભી તેની આંખ સાથે આંખ મેલવી તેણી તેને જવાબ દઇ શકી નહી.

" હું ત્હારા જવાબ માટે ખોટી થાઉંછ ? "

મહેરાં શબ્દો વાટે પોતાનો જવાબ બોલી શકી નહી—મોઢાંનાં બોલોથી પોતાનાં બાતેનની લાગણી તે જાહેર કરી શકી નહી. તેણીએ પોતીકી ચશ્મો ઉંચકી તે મર્દાનગીભર્યા ચેહેરા બણી સીધું જોયા કીધું અને—અને તે આશકે તે આંખોમાંજ પોતાનો જવાબ વાંચી લીધો. તેણે ઘણાં જોશથી તેણીને પોતાની ગોદમાં દાબી અને એકથી અનેક ચુંમીઓથી તેણીનાં તાજા ગોલાબ જેવા રોખસારાઓને ધમધમાવી મુકયા.

આ તે તેજ પળો હતી કે જ્યારે રતાં દાવરે અજાયબીથી પોહલી પટાક થયલી આંખોએ તે બે પ્યારાંઓની હીલચાલ બાતેનથી બેમાલુમ અદેખાઇની આગે બળતાં, નીહાળી હતી.

તેણી પહેલી પળો ગુસ્સાથી ઘણી ધમધમી ગઇ અને તે ગુસ્સાનાં ઉશ્કેરાતમાં તેણી ઘણાં ઝડપી મગર નરમ પગલે જે દરખ્ટ હેઠળ તે બે વાહલાંઓ ઉભાં હતાં તેની જરાક છેટેનાં ઝાડ આગળ આવી ભરાઇ. તે બે વાહલાંઓ ગોયા બેહસ્તનાંજ સુખ વચ્ચે એક એકની ગોદમાં કેટલી પળો સુધી પડી રહ્યાં—હવા ઘણી ખુશનુમાં અને લહેકીદાર હતી, પરંદાચરંદાઓનાં કલાલોર સીવાય ત્યાં હદ બાહર ચુપકીદી અને શાંતી હતી. એવા ખુશનુમાં દેખાવ વચ્ચે ઉભેલાં તે બે પ્યારાંઓ ગોયા ખોદાયજીનાં ઘેરથીજ આમ પળે આ અવનીમાં માત્ર થોડીક મીનીટની મોજ ભોગવવા ઉતરી પડયાં હોયની તેવાં દીસતાં હતાં. રતાંને—તેણીની અદેખી આંખો છતાં—તે કુદરતનાં ગૈબી હાથથી ગુંથાયલો દેખાવ સ્વપ્નામાં જોતી હોય એવુંજ લાગ્યું.

એ સ્વપ્ન થોડીજ પળો ચાલું રહ્યું—'પળ' શબ્દ બોલ્યે તેના કરતાંબી ઓછો વખત સુધી ટકી રહ્યું; કેમજે બીજી પળે જે ઝાડ હેઠલ છુપાઇ રતાં ઉભી હતી તેની એક મોટી ડાંખળી એક મોટા કરાકા સાથે તૂટી પડી અને ચમકીને પેલાં લવરૂએ તે ઝાડ ભણી દીઠું. જેવી તેઓની નજર તે ઉપર પડી કે રતાં જીવ લઇને ત્યાંથી નાહથી; બીહક, ધારતી, હેબતે—શરમની મારી—મુંજતી રતાં દાવર તે દરખ્ટ હેથલથી નીકલી આગળ પાછળ કેઠે પણ જોયા વિનાં આંખ મીચી ત્યાંથી ભાગી ગઇ.

"ઓ, એને મને જોઇછ—મ્હારી કઝીને મને જોઇછ !" મહેરાંએ તે જવાન્યાંની ગોદમાંથી અળગી થઇ જતાં પોકાર્યું. "ઓ, એ મ્હારે વાસ્તે શું ધારશે ? મને કેવી બેકદર માનશે ? મ્હરા ખોદાય ? એની લાગણી કેવી દુઃખાશે ? મને જવા દેઓ—ઓ, મને જવા દેઓ ! ખોદાને નામે હવે જાસ્તી વખત અંહીંના થોભવા કહો."

"એક પળ થોભ," તે આશક તેણીને શાંત પાડતી વચ્ચે બોલી લીધું "ડાર્લીંગ, હજી મન ઘણું કહેવાનું છે ને મેં તો કેટલું બધું થોડું કહ્યુંછ ? યાદ રાખ કલે તો હું જતો રહેવાનો છઉં. તું હમણાં મને ના છોડી જા."

"નહી, મ્હારે જવુંજ જોઇયે ! તમે જાણતા નથી પણ એ ઘણી તીવ્ર લાગણીવાળી બાળા છે. પુઅર ડાર્લીંગ ! એને બાપા-રીએ અટલું બધું ખમ્યુંછ અને-અ ! એ એમ ધારશે કે મેં એને ચાલુ અંધારામાં રાખીછ તો-ઓ ! એને કેવી હલકી લાગશે !" મહેરાં ચેહેરામાં લાલચોળ થતાં બોલી, "મને ના થોભારો-ના અહીં ઉભી રહેવા કહો. ખચ્ચીત, મને એની પાછળ જવુંજ જોઇયે, અને સમજાવી પટાવી લેવીજ જોઇયે. નહી તો એનાં મનમાં ઘણું ઓછું આવશે."

"અને ત્યારે મ્હારા મનમાં નહી ઓછું આવશે, એમ તું મ્હારી આગળથી જતી રહેશે ત્યારે ?" તેણે તેણીને શાંત પાડતા અવાજે કહ્યું. "શું એ ત્હારી કઝીન કરતાં તું મને જાસ્તી વ્હાલો નથી ગણતી ? એને જવા દે, ડીયરેસ્ટ, અને ઘેરે જાવ ત્યાંજ એને બધું સમજાવજે. એ એક એની ગેરસલુકાઇ છે," તેણે નારાજીથી વધાર્યું, "એમ ઝાડમાં ભરાઇ એ શું કરતી'તી ! છુપાઇને તાહરી હીલચાલ તપાસતી'તી ? એનાં જેવી છોકરી માટે તે ખચ્ચીત ઘણું ધીક્કારવા જોગ છે. ત્હારી ચોકી કરતી'ની ? તાહરી પાછળ પાછળ ભમી એક જાસુસનો ભાગ ભજવતી'તી ? મોસ્ટ શેમફુલ !"

ભોળી મહેરાંને છેલ્લો 'રીમાર્ક' ગમ્યો નહી. કેમ, કેમ તે રતી માટે આવું બોલી શક્યો-તેની હીંમતજ કેમ થઇ શકી, તે કે જે

આવી મીઠી, આવા ફ્રેસ્તાઇ દેખાવની અને જેને આટલું આટલું ખમ્યું હતું, આટલી નાહની ઉમરે ઘણી અજાયબી ભરેલી રીતે બધાં કષ્ટો તનપર ખેંચી લીધાં હતાં? મહેરાંની આંખ પાણીથી તર થઇ ગઇ.

"જો ત્હમે મને ખરેખર ચાહતા હોવ તો એની વિરૂદ્ધ કોઇ બી દીવસ કંઇબી બોલતા ના." તે બાળકીએ આંસુઓ વચ્ચે ગડગડીત કંઠે કહ્યું. "એ મ્હારી સૌથી વહાલી કઝીન છે—એક બહેન માય કરતાંબી આળા!"

તેને તે ગડનો મનોહર મુખડો પોતાની છાટીએ દાબ્યો અને તેણીની આંખ ગમ સીધુ જોયું. "વાહલી" તેણે હસીને કહ્યું, "રતાં-કે પછી જેબી એ હોય તે—મ્હારા પ્યાર આગળ તો ઓછીજ કેની? ત્હારા પ્યારનો સૌથી પહેલો અને મુખ્ય ભાગીદાર તો હુંજ કેની?" તેણે તેણીનાં સુખી હવા અને હાલની સુખી પલોથી પાકેલાં બોર મીસાલ લાલ થયલા ગાલો પર એક મોહબતનું સીલ મારતાં વધાર્યું, "વાહલી, હમણાં તું એ ત્હારી કઝીન પાછલ જાય તે મને ગમવાનું નથી—હું ઘણો નાસીપાસ થવશ. હું અહીં થોડોજ વખત છેઉ. કાલે તો મને ઉઠાંગરી કરવી પડસે."

"પણ ત્હમે પાછા તો આવશોની?" તેણીએ આતુરતાથી પુછ્યું. "થોડા વખતમાં ત્હમારૂં કામ પુરૂં કરીને ત્હમે અહી વહેલાજ પાછા ફરશોના?"

"બનશે એટલો થોડો વખત હું મ્હારાં કામ સારૂં ગુજારી વહેલોજ અહીં આવશ." તેણે જવાબ દીધો "કદાચજ ત્રણ કે ચાર દીવસ થશે, તોબી એ વખત ઘણો લાંબો નથી?"

"નહી, કંઇ નહી એટલા વખતની જુદાઇ હું ખમી શકશ."

તેણીએ કહ્યું "ત્હમે કાગજ જરૂર લખ્યા કરજો જરૂર, ભુલ વગર ને હવે મને જવા દેઓ. મ્હારાં વાહલા રતાંને સમજાવી પટાવી લેવા હવે મને અહીંથી જતી રહેવા દેઓ. જો આપ મ્હારાં પગલાંથી એ જરાબી દુઃખી થઇ હોશે તો હું મને પોતાને કદી-કદીબી માફ કરી શકવાની નથી."

તે પછી ત્યાં થોભી નહી-તેની મજબુત ગોદમાંથી છુટી થઇ જઇ, તેના દલગીર ચહેરા પર એક મીઠી નજર, તેની તે નાસીપાસીમાં તેને છુપો સધ્યારો દેતી હોય તેમ, ફેંકીને ત્યાથી જતી રહી. પોતાની અદેખી કઝીનનું મન મનાવી લેવાના મકસદથી એક પરીના હાવભાવથી ગોયા ઉડતીજ તેણીની પુઠે દોડી.

પણ રતાંને તેણી પકડી પાડી શકી નહી, કેમજે તે નાજુક બાળા કોઇ વખતે નહી જાણેલા જોરથા રસ્તા પરથી ચાલી કયારની પોતાનાં મકાને પુગી ગઇ હતી, અને વીજલીની અદાએ કપડાં કાઢી, મેહાડીથી પોતાનાં વાળનો અમોરો છોડી તેની સાથે રંમ્યા કરતી એક આરસી આગળ ખુરસી ખેંચી બેઠી હતી.

મહેરા પોતાને મકાને આવી-ઘણી અજાયબ થતી, અને શરમીંદગીથી ઝુલાઇ ગયલાં શેરે પોતાની કઝીન સામે આવી ઉભી.

"એટલા વારમાં? આજે કંઇ ઘણી જલ્દી પાછી ફરી!" રતાંએ શાંત અદાએ મહેરાંનાં ઉશ્કેરાયલા ચહેરાને 'નોટીસ' નહી કરવાનાં ઢોંગ હેઠળ પુછયું.

"હું મકુંજે-હું એમ સમજી કે તુંને મ્હારી કશાંને માટે જરૂર હોશે." તે છોકરીએ તત પપ થઇ જઇ કહ્યું-તેણી હાક અને ઉશ્કેરાતથી ઘણી હાંફતી હતી, જ્યારે લુચ્ચી રતાંએ પોતાના ઉપર અ-

ત્યાર આગન્તુકનો કાણુ મેળવી લીધો હતો. 'આજે—આજે પુલ પર ફરતા મેં તુંને જોઇ'તા "

રતા એક નાજુક ખડખડાટ હસ્યું હસી. "માઇ ડીઅર આ-ઉલ્ડ," તે બોલી, "હું ધારૂંછ કે તે વખતે કાંઇ તું સ્વપ્ના જોતી હોશે. હું કેમ દીવાસેઆ બાહર નીકળુંછ કે? અને તેઆ ચાલતી ઠેઠ પુલ તેર આવું! ઓહ, કેવું ઍબ્સર્ડ!"

મહેરાં જાસ્તી ગુંચવાઇ. શું તેની કઝીન તેની આગળ જુઠ્ઠું બોલી તેણીને ઉડાવતી હતી? ઓ, નહી ઓ, નહી. તેણીના ફરેસ્તા જેવી સાચી પીત્રાઇ જૂઠ્ઠું બોલે? બોલી મહેરાં તે માનીજ નહી શકી—કબુલજ નહી કરી શકી.

"હું કશું સમજી નથી શકતી." તેણીએ તેણીનાં હોઠો આં-ગળી વટી 'ટચ્સ્ટ' કરતાં કહ્યું. "અને તોબી મેં તુંનેજ જાણે જોઇ, રતાં તહેરીજ કાળી સાડી અને તે પર પતાની કોર, તાહરી ઉચાઇની તે છોકરી કોઇ—"

"મને લાગેછ તું ઘેલી થઇ ગઇછ, મહેરાં," તેણીને નરમ ઠપકો દેતી ઢબે તે વિધવાએ હસીને કહ્યું 'કાળી સાડી ને ઉપર પટાની કોર પહેરવાને મ્હારી એખલીજ પાસે કાંઇ 'મૉનોપોલી' નથી. એવો પોશાક તો સુરતમાં ઘણીઓ સજેછ."

"માફ કરજે, રતાં ત્યારે હું ઠગાઇછ." તે બાળાએ કહ્યું; અને પછી પીઠ ફેરવી પોતાનાં માલ પરનાં ઓરડામાં જતી રહી, જ્યાં ખુશાલી અને શરમીંદગી, આતુરતા અને ગુંચવાડા વચ્ચે કેટલો વાર સુધી સામેની ભીંતને ટીકતી કપડા કાઢ્યા વગર તે બેસી રહી

રતાં દાવર, મહેરાંની પીઠ ફર્યા પછી, બીડેલા દાંતે પોતાનાં નાજુક

આકારને આરસીમાં જોતી ઉભી. યા ખુદા! તે કેવી સુંદર, કેવી મનોહર અને મહેરાંની સરખામણીમાં કેટલી બધી હદે ચપ્યાતી ખુબસુરતીની હતી! અને તે છતાં—તે છતાં પેલા એક સોલજરડા જેવા જોરાવર અને દેખાવલા ચહેરાનાં જવાન્યાનો પ્યાર જીતવા મહેરાંજ સામર્થવાન થઇ હતી—જ્યાર તે પોતે એક કંગાલ સિહા વિધવાપણું સેહવતી જેમની તેમ રહી ગઇ હતી. તેણીએ ગુસ્સાનાં આવેશમાં ઘણાં જોરથી પોતાનાં હોથો કરડયા, અને થોડોક વખત અગાઉ મહેરાંને પાંસામાં ધરી ઉભેલા તે જવાંનના મુ તીને પોતાની આંખ સાંમે રજુ કરી દીવાની અદેખઇના બ ન મરતાં જીગરે તેવાજ કંગાલ વિચારોમાં તેણીએ કેટલો વખત વહેર રમ્યા કીધી

તેણી ચમકી! બાહન પેતાનાં ખ્યાલમાંથી, બાહર રસ્તા પર તેણીનું નામ સમજી, ઝબકી ઉઠી. તે કાઇ ના કરી શકે તે અગાઉ એક તારવાળો ખબર ખબર દાદર ચધી તેણી સન્મુખ આવી ઉભો. તે તેણીનાં નામના હતો, જેપર સહી કરી તેણીએ લીધો અને ધ્રુજતા હાથે ખોલી વાંચ્યો.

"કાંય રતાં, શું છે? ઓ બોલની, એ તાર કોણનો છે?" મહેરાં જે અત્યાર આગમચની રતાંનું નામ પોકરાતું સમજી નીચે ઉતરી આવી હતી, તે બોલી.

રતાં એક કઠોર હસવું હસી—તે હસવું કે જે, એક મીઠી વાંસળીવાંળી ગળાંની બાળાનાં મુખમાંથી બાહર પડવા કરતાં એક ઘેલા મનુષ્યનાં હસવાંને ઘણું મળતું આવતું હતું

"મુંબાઇથી એ તાર આપના પેસ્તનજી બનાજીએ કીધોછ." તેણી બોલી. "આહરા કુઆનાં વિલને લગતી કાંઇ ઘણી ખાંનગી

વાત કરવા માટે એવણુ કાલે મને મુંબાઇ તેડેછ. મહેરી, આએ તારનો ફક્ટ એકજ અર્થ થાયછ."

"અને તે શું?" મહેરાંએ પુછ્યું.

"કાંય? નહી સમજી શકતી? પેસ્તનજી મને એમ કહેવા માંગતા હશે કે મ્હારા ફુઆનાં બહેનનો દીકરો બહેરાંમ કરંજયા જીવતો જાગતો પોતાનો હક પુરવાર કરવા પાછો ફરેલો છે ને—ને હું એક ભીખારડણુ થઇ ગઇ છું, પૈઇએ પૈઅની મોહતાજમંદ એક કમનશીબ ભીખારડણુ!" તેણીએ કહ્યું, અને પછી મહેરાં જે દયા અને દીલસોઝીથી તેના ભણી જોતી તેણીનાં પાસાંમાં ઉભી હતી તેણીની છાટીમાં પોતાનુ માથું છુપાવી દીધું!

\+ \+ \+

બીજી સહવારે, સહવારની સક્કારી પહેલીજ ટ્રેનમાં રતાં દાવરે મુંબાઇ જવાનુ ચાલુ કીધું. મહેરાંએ તેણી સાથે જોડાવા માંગ્યું હતું, પણ તેણીએ સાફ ના પાડી હતી.

"અમથો વગર ફોકટનો આવા મોંઘવારીનાં સમયે બે જણાંનો ટ્રેન ફેર થાય," તેણી બોલી હતી. "ને તુ ત્યાં આવીને કરવાની બી શુ છે!"

અને તેણીએ સુરતથી મુંબાઇની લાંબી કંટાળા ભરી મુસાફરી એખલીજ કીધી. ઘણાં કદર બીહામણા ખ્યાલો કરતી તે અબળા પોતાની સ્નેહીને લીધાં વિનાંજ મુંબાઇ પોતાનાં કીસ્મત સાથે માથું કુટી લડવા ગઇ. લેડીઝ કંમ્પાર્ટમેન્ટમાં બેઠેલી તે અકુલી અબળાના મનની હાલત ઘણી ભયભીત રીતે બેચેન હતી. જો તે ધારતી હતી તેજ ખ્યાલ ખરો પડે—અને અલબત્ત તે ખ્યાલ તદન ખરોજ હતો

એવી તેણીને અગમચેતી થઇ ચુકી હતી–તો આ ! તેણી પાછી દુન્યા-
ની દયા ઉપર કેવી છુટે-કંગાલ ગરીબાઇ જેને તેણી સદાકાળ ધી-
ક્કારતી આવી હતી, જેનાંથી સો ડગલાં સદા દુર રહેવા તેણી ઇચ્છતી
હતી, પણ કમનશીબે તે તો એક જુની મીસાલ તેણીનેજ વલગી
રહી હતી તેમાં પાછો સપડાઇ જઇ પોતાની છતી જવાંની અને
ખુબસુરતીનો નાશ કરી નાખી આખી જીંદગીની કેવી બરબાદી થાય !

તેણી રડી પડી–તેણીની મનની આવી કંગાળ સ્થીતીમાં જો
કોઇબી તેણીને સધ્યારો આપી શકયું હોય તો તે તેણીની ચશમો-
માંથી નીકળતાં નિરમલ આંજુઓજ હતાં અને તે બાળા તેણીનાં
તે કીંમતી આંજુઓનો એક મહાસાગર રડી–તેણી પોતે શાંત થઇ
શકી ત્યાં સુધી તે મહિલા આંજુઓનો એક દરીયાવ રડી !

મગર મુંબાઇ આવતાં તેણી પુરતી શાંત થઇ ગઇ, અને સ્ટેશન
ઉપર ઉતરી તરત ચર્ચગેટ સ્ટ્રીટમાં આવેલી મેસરસ બનાજી અને
બનાજી, સોલીસીટરસની ઑફીસ ભણી હેર્યું લીધું. જો કે તેણીની
છાટી, અંદર સાંચા કાંમ ચાલતું હોય તે મીસાલ, ધગધગ થતી હતી
અને તેણીનાં હાથ બરફ જેવા ઠંડા હતા, છતાં બાહરનો દેખાવ
તેણીએ ઘણી વખાણવાજોગ રીતે શાંત અને હીમતવાંન રાખ્યો.

તેણીનો ખુબસુરત આકાર જ્યારે વૃદ્ધ મી. પેસ્તનજી બનાજીના
ઓરડામાં દાખલ થયો, ત્યારે તે મમતાળુ સોલીસીટર પણ ઘણો
હયરત થયો. કેવો નાજુક મીઠો મુખડો અને રે, તે બાપડી, જે
ખબર તે તેણીને કહેનાર હતો તે, કેવી રીતે સમજી શકશે ! તે તેણી
માટે ખરે મને દયાથી દાઝી ગયો.

“ મીસીસ દાવર, હમને સુરતથી ધકેલા ખાતાં મુંબાઇ વહેર
તેડવા માટે હું ઘણો દલગીર છેઉં,” તેણીને અદબથી ખુરસી ઑફર

ફરી તે સફેદ વાલવાળા પારસીએ કહ્યું "પણ બધું પત્ર વહેવારે સમજાવા કરતાં મોઢે માઢું મળી વાતચીત કરવાનું મને ઘણું વધારે ફરરત લાગતાં તમો બાંનુને મેં ખાસ અંહી આવવાની તસ્દી આપીછ"

"ઇટ મૅટરઝ વૅરી લીટલ," રતાંએ મુસીબતથી પોતાનાં અવાજને સ્થિર રાખતાં કહ્યું. "હું સારી રાતે જાણુંછ, મને અહીં કાંય બોલાવવામાં આવીછ તે. મી. બહેરાંમ કરંજ્યા જીવતા છે, અને તેવણુ બાહરગાંમથી ઘણી રગડો ખેંચી પોતાનાં ફુઆના પૈસા પર પોતાનો વાજબી હક પુરવાર કરવા અહીં આવેલા છે. એજ કેની, મી૦બનાજી?"

મી. બનાજીએ કાંઇ અજાયબી અને ગુંચવાડાથી તે જવાંન વિધવાનાં શાંત મુખડા બણી જોયું. તે એક કેની તેણી માટે ભયભીત ખબર હતી અને તેણી કેટલીક શાંત અને ઉશ્કેરાટ વગરની અદાએ તે ગળી જતી હતી।

"તમે ખરાં છેઓ, રતનબાઇ," તેણે કહ્યું. "મી. કરંજ્યા જીવતા છે. તેવણુ અહીંજ છે. તહમનેજ મળવાની આશામાં એવણુ પાસેનાંજ ઓરડામાં ખોટી થતા બેઠેલા છે. મરનાર ગુસ્તાદજીનાં પૈસા પર તેનો હક તદનજ ખરો છે—એ તેવણે જરાબી શંકા કે ખતરો નહી રહી જાય એવી કોસમે પુરવાર કરી આપેલું છે. પણ મ્હારા વાહલાં બાનું," તે સોલીસીટરનો અવાજ અહીં હેઠો પડયો અને તેનાં ગંભીર ચહેરા પર ગુંચવાડાનો છાપ પ્રગટ પડેલો જણાયો;" આપણુને તો એકજ બાબત અત્યારે 'ડીસ્કસ' કરવાની છે, જો કે તે ઘણીજ નાજુક અને મુશ્કેલ છે. બેહસ્તી ગુસ્તાદજીનાં વિલની એક કલમ તહમુન યાદ છે? તેવણના પૈસા તહમારાજ હાથમાં, જો બહેરાંમ જીવતો પુરવાર થાય તો, રેહ, ફકટ એક શરતે, અને તે—તે એવણુની પેલી આશા!" તે સોલીસીટર અહીં બોલતો અટકી પડયો.

રતાં દાવરનું જીગર ઘણાં જોશથી ધબકારા મારવા લાગ્યું, એ મી. બનાજીનું સેત્રટનું સમજીને; અને તેણીનાં ફીક્કા સફેદ ગાલો ઉપર ધસારાબંધ લોહી ધાઇ આવ્યું.

"મ્હારા મરનાર ફુઆની એજ એક આશા હતી કે મ્હારે એ મી. બહેરામ કરંજ્યા સાથે પરણવું, જો તે પૈસા પર હું દાવું કરવા માંગતી હોઊં તો." તેણીએ ઘણાં દમામદાર સાહદે કહ્યું. "પણ એ બાબદને ઘણી નાજુક અને ગંભીર ગણવાની કશીજ જરૂર નથી."

"આઇ બૅગ યાર પાર્ડન, મીસીસ દાવર." તે સોલીસીટરે એક પગ પર બીજો પગ ચપાવતાં કહ્યું. "પણ મી. કરંજ્યા એ બાબદને ઘણી ગંભીર લેખે છે. તમે આવ્યાં તેની અગાઊ પા કલાક થયાંજ એ વિષેની વાત એ જવાંને મ્હારી આગળ કીધી છે. એવણે તમને જોયલાં છે—ને—તે—તેવણ તમારા એક મોટા વખાણનાર છે, અને મરનાર ગુસ્તાદજીની સેત્રટની મરજીને માન આપવાનો એવણનો ઇરાદો છે."

તે સોલીસીટરનું અચકી અચકીને ગોળગોળ બોલેલું સમજી જતાં તે ચાતુરીને ઝાઝીવાર થઇ નહી. તેણીનું ભગજ હવે વિજલીની ઝડપે કામ કરવા લાગ્યું—તેણીની આંખ સામે ગઇ સાંહજે જોયલો 'લવસીન' અને તેમાં આશકનો ભાગ ભજવતા પેલા દેખાવડા જવાનનો ચેહરો ધાઇ આવ્યો, અને અદેખાઇનો એક જાલેમ ચમતો તેણીના જીગરમાં વુત્યો. મહેરાં જ્યારે પરણી જઇ સુખી થનાર હતી તો તેણીએ પોતે શા સારૂં આવો સુંદર તક ખોહ રી જોઇયે? તેણીએ ડાવકા ચહેરે તે વૃદ્ધ સોલીસીટર ભણી જોયું.

"મ્હારે માટે આવું સઇ મત બાંધવા કાજે મી. કરંજ્યા ખચીત ઘણાં ભલાં હોવા જોઇયે." તેણીએ સાદાઇથી કહ્યું. "પણ હું સમજી નથી શકતી કે એવણે મને કવાં અને ક્યારે જોઇછ."

"મી. બહેરાંમ ત્હમને મળવા ઘણાં આતુર છે, તે સીવાય એવણે મને બીજું કશુંબી જણાવ્યું નથી." રતાંનાં સાદા જવાબથી બાતેનમાં રાજી થઇ મી. બનાજી સોલીસીટર બોલ્યા. "જો ત્હમારી રજા હોય તો હું એવણને બોલાવી મગાઉં! એવણ હદ બાહેર અધીરાઇથી પાસેનાં ઓરડામાં ત્હમારે માટે ખોટી થાયછ."

તેણીએ રજા આપી; અને તેણી સમજી શકે એટલાં જોશથી ધબકતાં જીગરે, તે આવે ત્યાં સુધી, તે મનોહર વિધવા પોતાનાં નાજુક કર ખોળામાં મુકી એકી ટગરે નીચે જમીનને ટીકતી એક પુટલાં મીસાલ બેઠી.

અને આખરે તે આવ્યો—ઉંચા દમામદાર દેખાવનો, પોહળી પેશાનીવાળો અંગ્રેજી પોષાકમાં સજ્જ થયલો તે રતાંને વખાંણનારો જવાંન, મી. પેસ્તનજી બનાજી સાથે તે ઓરડામાં દાખલ થઇ તેણીની સાંમે આવી ઉભો. તે એક બે ડગલાં ઓરડામાં ચાલી આવી, રતાંને હરખભર ભેટવા દોડવાને બદલે, તેણીને જોઇ તમામ સકમબકમ થઇ એકજ જગાએ ચીટકી રહ્યો!

"મીસીસ દાવર, મને મી. બેહરાંમ કરંજ્યા સાથે ત્હમને ઓળખાંણ કરાવવા દેઓ."

અને રતાંએ પોતાનાં ભવાં તેણીનાં કઝીનને જોવા ઉચકયાં! તેણીની સાંમે એક કોઇ કદર બીહામણો કાળો દૈત્ય આવી ઉભો હોય તેમ તે બાળાએ બીહકની એક કારમી ચીસ પાડી, અને અર્ધી બેસુદ્ધીમાં પોતાનું ભરાવદાર વાળવાળું માથું તેણીએ ખુરસીનાં હાથા ઉપર નાખી દીધું!

કેમજે બહેરાંમ કરંજ્યો તો કોઇજ નહી, પણ ગરીબ મહેરાં અવારયાનો લવર હતો, કે જેની ગોદમાં સુખે કરારે મહેરાંને દબાચલી ગઇ કાલેજ સાંજે અદેખી આંખે રતાંએ દીઠી હતી!!

# પ્રકરણ ૩.



રતાં દાવર એક બડી પાહવરડી અને ચપળ બુદ્ધીની બાળા હતી. તે અર્ધી સેકંન્ડની બેસુદ્ધીમાંથી જેવી જાગૃત થઇ તેવી તરત જ પામી ગઇ કે શું બનવા પામ્યું હતું-કેટલી હદની ગંભીર ભુલ થઇ હતી. તેણીની સાંમે ઘણી દયા ખાવા જોગ હદે કંગાલ બની તેણીને ટીકતા ઉભેલા બહેરાંમ કરંજ્વાએ ભુલમાં મહેરાં અવારયાને, રતાં દાવર સમજી કવો ગડબડ ગોંટાળો વાળ્યો હતો તે પામી જતાં તે ખુબસુરત મક્કારને વિલંબ લાગ્યો નહી.

તેણીએ તેને બરાબર જોયો-તે ચુપકીદી દરમ્યાન જેટલી સેકન્ડસ તેણીને મળી તેમાં તેણીએ તેનો પુરેપુરો 'સરવે' કરી લીધી. આહ ! કવો ગોરો ધટમારો રોબગદાર મુખડો, અને અરે, પોતે કીધેલી એક ગંભીરમાં ગંભીર ભુલથી તે કવો ધોયલી ચાદર જેવો સફેદ મારી ગયો હતો ! તેણીનાં લાગણીથી ધ્રુજતા હોથોને શાંત પાડવા તેણીએ તેઓને દાંત વચ્ચે લીધા, અને તે પળથી તેણી મહેરાંને ધીક્કારવા લાગી-એક જોસદાર મજબુત તીરસ્કારનો તીર તે નિરદોષ બાળા માટે તે વિધવાનાં દીલમાં લાગ્યો, તે કોમળ બચ્ચાં જેવી કુંવારીકા કે જે તેની અદેખી કઝીનને પોતાનાં જાંનથી બી જ્યાદા ચાહતી હતી !

સૌ ચુપચાપ થોડીક સેકંન્ડસ એમનાં એમ પડી રહ્યાં; આયંદે તે ચુપકીદી જ્યારે નહીજ ખમી શકાય એટલી હદે કંગાલ બનવા ગઇ, ત્યારે પેલા બુઢા સોલીસીટરેજ તે તોડવાની પોતાની ફરજ વિચારી.

"મેં રતનબાઇને બધું કહેલું અને સમજાવેલું છે, બી બહે-

રાંમ," તેવણે કહ્યું. "હું મ્હારી કલ્પના શક્તિનાં આધારે કહી શકુંછ કે ત્હમે સુરત ગયલા હો । જોઇયે, અને ત્યાં ત.ન બનવા જોગ છે કે, મીસીસ દાવર ત્હમારાં જોવામા આવ્યાં હોય, ને–ને ત્હમે તેણીનાં એક સાચ્ચા વખાણુનારા બન્વા હોવ. પહેલી નજરનો પ્યાર તે એજ ! ખચ્ચીત-ખચ્ચીતજ ઘણું 'રોમૅન્ટીક' । ઘણું ચાર્મીંગ !" પછી તે સફેદ વાળવાળા સોલીસીટરે રતાં ભણી એક બાઉ કરી વધાર્યું, "હું આશા રાખુંછ. રતનબાઇ, કે ત્હમારા મરનાર ફુઆની મરજીને આ-ધીન થવાંના જે મી. કરંજ્યાનો ઇરાદો છે તેમાં ત્હમે અમરથી ખલલ નહીજ નાખશો."

રતાંની આંખ કાંઇ વિચિત્ર ચમકારાએ ચમકી રહી. એક પળમાં તેણીનાં હાથમાં હાલમાં કેવી સત્તા હતી તેનો તેણ.ને વિચાર આવ્યો. જો તેણીની સાંમે ઉભેલો જવાંન, જેને થોડીકજ પળોમાં તેણીનું મન આકર્ષી લીધું હતું તે મહેરાંને પરણે તો તેણીની કેવી અવર દશા થનાર હતી, તેનું એક આછું ચીત્ર તેણીની નજર સન્મુખ ખડું આવી ઉભું. તેણીને સઘળું મળે–પૈસા, મોભો અને સેવટે એક એવો ભરથાર કે જેની પર કોઇ પણ જવાંન કુંવારીકા પોતાનો પ્રાંણ વટીક સદકે કરવા રાજી થાય.

નહી !–એક વખત મુકીને લાખ વખત નહી. આ તેણીનાં હાથમાં આવેલી આકૃતી સુંદર તકનો લાભ જતો મુકવાને તેણીને ગમ્યુંજ નહી–તે થયલી ભુલનો તે અદેખી અબળાએ પુરતોજ લાભ લેવા ઇચ્છયો. તેણીનાં જીગરમાં સમાયલી અદેખાઇ અને ધી-ક્કારની ભેગી લાગણીએ બાપડી મહેરાંનો હક પચાવી પાડવાની હદ સુધીની તેણીને [illegible]હાણુ બનાવી.

તેણીએ તેણીની આંખો–તેણીની ખુબસુરતીની સૌથી મોટી

મગરૂરી ઉતરી અને જવાંન બહેરામનાં ચેહેરા ભણી સીધું જોયું, તે કમબખ્ત જવાનને વધુ વાચા [illegible]. આ નાહીંમતવાન કરતી ફીલમે.

“ માહના ફુઆ—તમારા મામ—મ્હારા ભણી એટલા બધા માયાળુ છે ! કે તેવણના કોઇથી મરજીને નહી માન આપવાનું મ્હારૂં જીગર ચાલતું નથી.” તેણીએ તદન ધ્રુજ્યા વગર માફ્ફ સરળ સાબદે કહ્યું. પછી હસીને વધાર્યું. “ કદાચ મ્હારૂં બોલવું ત્હમને ઘણું હીંમતભર્યું અને બાહદુરગીભર્યું લાગતું હશે, મગર, હું આસીબાયલાપણું અને કાંયલાં ફુંગાં થવાનુ ખરા જીગરથી ધીક્કારૂંચ. મને ભોળાપણું અને બરભર્યું સાચ્ચા બોલું વધારે પસંદ છે.”

“ કવાયટ રાઇટ ! ભોળાપણાં અને બરભર્યાં બોલવાના જેવું બીજું સુંદર છેજ શું ? ” બુઢ્ઢા મી. બનાજીએ વચ્ચે હોમાવ્યું. “ ખચીત તજ, મી. કરંજીઆ ત્હમારા ઘણાં આભારી છે—વગર શકે—વગર શકે એવણને આભારી થવુંજ જોઇયે. ત્હમને ‘ રોમૅન્ટીક ’ ફેશને શોધી કાઢવા માટે એવણને વાજબીજ ઇનામ મળેલું છે. મીસીસ દાવર, જો કે હું એક બુઢ્ઢો સુકડને છોરાં જેવો થઇ ગયલો શખ્સ છેઉં, તોબી મને ‘લવ અફૅર’ વાંચવા અને ખાસ કરીને અનુભવવા ઘણો જ ગમેછ. ખાસ કરીને ત્હમારા જેવું ‘ રોમૅન્ટીક કપ્લ ’ જ્યારે મ્હારા હાથે સંધાયલું હું જોવશ ત્યારે, ઓ ! બાપજી ! હું મગરૂરીથી કેટલો ફુલી ફાટી જવશ ! ” અને તે બુઢ્ઢો તેની સાંમે ઉભેલું તે ‘રોમૅન્ટીક ( ! ) કપ્લ’નાં જીગરમાં થતી ચીત્રવિચિત્ર લાગણીનો કશોબી ખ્યાલ કર્યા વગર ખડખડ હસ્યો.

તેને તેનાં ચશ્માનાં કાચમાંથી તે જોડાને જોયું. ખચ્ચીત તે

એક ખુબસુરત જોડું દીસતું હતું. બહેરાંમ કરંજયો હતોજ એવા પહે-લવાંની દેખાવનો, તે સોલીસીટરે વીચાર્યું, કે રતાં તેનાં પ્યારમાં પહે-લીજ નજરે પડી હોય, તેમાં કશુંબી, અજાયબી બયું હતું નહી. બે શક, તે ઘરડા ધારાશાસ્ત્રીને લાગ્યું કે તે જોડું જાણે ખોદાયજીનાં મકાંનેથીજ ઘડાઇને આ દુનીની અવનામાં આવ્યું હતું.

"મેં કોઇ પણ દીવસે," તેણે તે બેને હજી ચુપ જોઇ વધાર્યું, "પ્યારનું કામકાજ એટલું સરલ અને સહેલાઇથી સરંજામ ઉતરશે એમ અનુભવ્યું નથી હું તમો બેનેં ખરાં જીગરથી મુબારકબાદી આપુંછ. અને હું આશા રાખુંછ," તેણે એક લુચ્ચાં મતલબી હસ્વાં સાથે જારી રાખ્યું. "કે તમારાં લગ્નના તૈયારી કરવામાં મુખ્ય ભાગ ભજવવાની મોજ તમો મને આપશો."

બહેરાંમ કરંજયા તરત ને ભરત જવાબ દેવા માટે ઘણો વીચારવંત બની ગયો હતો. તેણે ઘણી મુશીબતે તે બટકબોલા મી. બનાજીનાં સેવટનાં વાક્યનો માત્ર ડોકાંનાં લહેકાથી જવાબ દીધો. તે બાપડો એક છટકાંમાં સપડાઇ ગયો હતો, જેમાંથી આસાનીથી છટકવાનો તેને એકબી માર્ગ સુઝયો નહી તે એક ઘણાં નમ્ર દીલનો અને નબળી લાગણીનો જવાંન હતો—કોઇના ગમે એવું છતાં લાગણી દુ:ખવવા જેટલો તે કદીબી ધાટકી બનતો હતો નહી.

અને એજ તેની એ કમબખ્ત પોચી લાગણીએ તેની આસપાસ જાળ ઘણી મજબુતાઇથી ફેલાવી દીધી. ને રતાંને કેમ કહી શકે કે તેણીને તે મુદ્દલ ચાહતો હતો નહી—તે તો કોઇ બીજીજ બાળા હતી કે જેણીને તેણે તેનો પ્યાર સંપુર્દ કયો હતો ? તે તેણીની, તેણી એક ગંભીર ભુલાવો ખાતી હતી એવું કહી, ઉમેદનો કેમ નાશ કરી નાખે—

તેણીની આશાને ઘણી ઘાટકી રીતે એક મરણતોલ ફટકો કેમ મારે? તે એક લોહીનો ગોટ ગળી ચુપ રહ્યો અને પોતાનાં બીડેલા હોઠો હેઠળ, એક નહી માફ થઇ શકે એવી ભુલ કરવા માટે તથા સૂરતમાં જાસ્તી વખત થોભી વધારે પક્કો નહી થવા કાજે, પોતાની જીંદગીને ખરાં દીલથી શ્રાપ દેવા લાગ્યો.

ત્યારે તેની તે વ્હાલી કોણ હતી? તે કોણ મુફલેસ મીઠી મધુરી હતી કે જેનો પ્યાર જીતવાને તે સામર્થવાન થયો હતો? તે પોતાનાં દરજ્જાથી તેણીને નાવાકેફ રાખી સુરતમાં તેણે ધારી રાખેલી પ્રીયાનો પ્યાર જીતવા આવ્યો હતો; જેને બદલે તે ખરેખર કોણને ચાહી શકયો હતો? તે ઘણો અજાયબ થયો. અરે, ગઇ કાલે સાંજ સુધી તેને તેની જીંદગી કેવી પ્યારી ને ઉલટ ભરેલી લાગતી હતી! અને હવે? એક ભયાનક 'ટ્રેજડી'!

"મેં શું કહ્યું તે ત્હમે સમજ્યું કે મી. કરંજ્યા?" જાણે તેનું તે ફુળ અહેરૂં હોય તેમ સાહેદ લગાર મોટેથી તે સોલીસીટરે પુછ્યું. "હું એમ કહેવા માંગુછ કે ત્હમારાં લગનની ગોઠવણ જો મ્હારા હાથમાં ત્હમે સોંપશો તો ખચ્ચીતજ હું હદ વિનાનો રાજી થવશ."

"અલબત્ત, વગર શક તે મજાહનો લાહવો ત્હમનેજ ચાખવાનો મલશે." બહેરાંમ એક તાણી તોડાને હરવાં સાથે બોલ્યો. "હું બીજા કોઇને એ કાંમ સોંપીશ નહી."

તેનાં અવાજ અને હાવભાવથી ઘરડા મી. બનાજી ઘણાં અજાયબ થયા. તેવણ લગાર ગુંચવાયાબી ખરા; મગર, રતાંએ તેને એકદમ સ્વીકાર્યો હતો, તેની ખુશાલી અને શર્મિંદગીની ભેગી લાગણીની એ અસર હશે એવું વિચારી તેવણ કશું તે વિષે બોલ્યા નહી.

"ગુડ," તેવણે કહ્યું; "અને હવે હું ધારૂંછ તેમ તમો બંન્નેને ઘણાં ઘણા ટાહેલાં અને ઘણીઘની ગોઠવણો કરવાની હશે તેથી તમો બંને એખલાં પડો તો સારૂં. ઓફીસ, લવર્ઝ ને માટે 'પ્રાઈવેટ' જગા નથી." અને તે હસ્યો. "અને તેથી તમે કંઠે એકાંતમાજ બેસી ટાહેલાં કરવા માંગતા હશો. મી. કરંજયા, મ્હારી મોટર નીચેજ છે. જો તમે તમારા ભવિષ્યનાં ધણીઆણીને કંઠે લઈ જવા માંગતા હોય તો."

"તે ઉપરાંત તમારે, મી. બનાજી, ઉમેરવું જોઈતું'તું કે હું અહીં મુંબાઇમાં થોડા કલાકનીજ પરોણી છેઉં." રતાંએ પોતાની ખુરસી ઉપરથી કુદકો મારી ઉઠતાં એક હીંમતભર્યાં હસ્વાં સાથે કહ્યું. "મને સાંજે તો સુરત ભણી પાછી કુચ કરી જવી પડશે."

"ત્યારે તો હું તમને એજ 'સજેસ્ટ' કરૂંછ, મી. કરંજયા," તેણે બહેરાંમ ભણી ફરી વધાર્યું, "કે રતનબાઇને તમે જે હોટેલમાં ઉતર્યાછ ત્યાંજ થોડા કલાક લઇ જાઓ. એવણ બાપ્યારાં ભુખાંભી થયાં હશે!"

અને બહેરાંમને તે સુચનાને માન આપવુંજ પડયું. રતાંનો હાથ બગલમાં નાંખી એક ચાવી આપેલાં પુતલાં મીસાલ, પોતાનાં હોટેલમાં જવા માટે, એકબી બોલ બોલ્યા વગર દાદર ઉતરી, તે ઓ-ફીસ આગળ ઉભેલી એક મોટારમાં તેણીને પહેલાં બેસાડી પોતે બેઠો.

બહેરાંમ તાજ માહલ હોટેલમાં ઉતર્યો હતો. ચર્ચગેટ સ્ટ્રીટથી હોટેલ ભણી કેટલીક પલો તે બંને જણાં ચુપ બેઠાં. તે ચુપકીદી દર-મ્યાન તે બંન્નેનાં વિચારોની વલણ તદન જુદીજ હતી-એક, ભુતની ભોગે એક નિરદોષ અબળાનાં જીગરને જાલેમ જખમ કરનાર હતો,

તેનાં ભયભીત વમલમાં વીંટલાયલો હતો, જ્યારે બીજી, કેવી કુનેહથી પોતે એક રાજા જેવા જવાંનને પોતાનો કરવાને સામર્થવાન બની હતી તેનાં ખ્યાલમાં ફતેહથી રમતી હતી.

તેણીએ તેણીનાં આગલા ભરથાર લવજી હાવર સાથે તેને સરખાવ્યો. તે બદકેરદાર ભરથારનાં મોહન માટે તે પરવરનાં ચાલુ હજારો હજાર શુકરગુજાર કરતી હતી, અને હવે ? હવે એક આવો સુંદર ભરથાર નજદીકનાંજ ભવિષ્યમાં પામવા માટે તે તે કીરતારનો અત્રે ઉપકાર માનવા લાગી. ઓ ! કેવો ખુબસુરત ! કેવો કાઇબી અબળાને અદેખાઇથી બલાવી જલાવીને ખાખ રાખ કરી નાખનારો તે મુખડો ! તેણી એક મગરૂરીભર્યું હસ્તું, તેનાં ભુરા ડોળા, તેની ઝીણી દોરા જેવી મુછ અને કળી વાળ સાથનાં ભરાવદાર માથાંનો ચહેરો નિહાળી, હસી. તેણી અત્યાર સુધી ઘણી ઠંડી અને ટેકવાળી રહી હતી. હવે તેણીને લાગ્યું કે તે તેણીની બંન્ને ખુબીઓ તેણીને તજી ગઇ હતી અને એક ઉછાછલી, નાહાંન નિશાળે જતી છોકરી મીસાલ તેણી તે દીલજીત ચહેરા પર મોહી પડી હતી—પહેલી નજરેજ તેણી તેનાં પ્યારમાં પડી હતી.

બીજા હાથ પર, રતાંની છક કરી નાખનારી ખુબસુરતી અને પહેલીજ નજરે કોઇ પણ દઢ મગજનાં શખ્સને તેણી માટે પ્યારથી આંધળો બનાવી દે એવો ઘટમારો ઘાટઘટમ જેવાની આંખ કે તેને વખાંણુવાનું ભેજું તે ઘડીએ બેહરામ પાસે હાલતુ હતું નહી. તે અભાગ્યા જવાંનનું જીગર હર પળે હાયહાયનાં પોકારો પોકારી રહ્યું હતું—એક કે જેણીને તેણે સઘળાં દીલનાં જોશથી ચાહી હતી તે, તેની આજુબાજુ ફરી વળેલી કહોરા સંજોગની સાંકળ અને પોતે કીધેલી નહી માફ થઇ શકે એવી એક મુર્ખાઇથી, તેનાં દીલમાં આ-

તરૂણનાં સોણાજ સળગી ઉઠયા હતા. રતાં દાવર માટે પણ તેનું હૈયું તેને ઘણું દુઃખ દેતું હતું.

તેનાં મુખમાંથી બાહર પડતું એક દુઃખનું ડચકું તે માહમુથી-અતે ચોભાવી શકયો–તેણે ઘણી વખાંણવા જોગ રીતે પોતાનાં બાતે-નની દુઃખભરી લાગણી જાહેર થતી અટકાવી. તે પોતાનાં વિચારોને કાંઇ બીજી વધુ ખુશકારક યા બીહામણી વલાંણો આપે તેટલાં એક સફેદ લીસી ચામડીનો કર, જાણે એક કારીગરે ઘણી સંભાળથી તે તૈયાર કીધો હોય એવો એક સંગેમરમરનો ગોળ કટકો, તેનાં મજબુત હાથ ઉપર આવી ઘણાંજ નાજુક જોરે પડયો.

"મ્હારે માટે આટલી બધી તઝદી લેવા માટે હું ત્હમારો ઘણો ઘણો આભાર માનવા માંગુંછ," તે બડબડી, "સુરત સુધી આવી મ્હારે માટે ખોલ કરી–મને જોઇ પીછાણી–ત્હમે મને વખાંણતાં સીખ્યા તે માટે હું ત્હમારી જેટલી ઉપકારી છેઉ એટલી ઓછી. પહેલાંતો–પહેલાં તો ત્હમને જાણ્યા અને જોયા અગાઉ જ્યારે મને મી. બના-જીએ બધું કહ્યું ત્યારે હું તે માનીજ નહી શકી પણ હવે–હવે મને લાગેછ, તે મ્હારૂં કીસ્મત હતું, કેમજે," તેણીએ ચહેરામાં લાલ થતાં વધાર્યું, "હું પણ ત્હમને ચાહતાં શીખીછ!"

બહેરાંમે એકાએક નજર ઉંચકી તે ચહેરા ભણી જોયું–વખાણ દયા અને દીલસોઝીની એક નજરે! ઓ! તે એક કેવો ખુદાની અદભુત શક્તીનો ખ્યાલ આપતો ખુબીવંતો ચહેરો હતો, અને રે, તે અભાગ્યાએ ખેદથી મનસે વમાસ્યું, તે તેને કેટલો ઠગતો હતો! તેને તેની નજર બીજીજ પળે તેણીનાં ચહેરા ઉપરથી ખસાડી નાખી.

"ત્હમે એટલા શરમાઓછ કાંય, મી.–ઓ નહી, હવે તો મ્હારે

ત્હમને બહેરાંમનાંજ નામથી બોલાવા જોઇયે–હવે આપને એકમેકથી કાંઇ જુદાં અને અંજાણ્યાં નથી. બહેરાંમજી બધું નામ મને તો નથી ગમતું–એ કાંઇ ઘણું લાડકું નહી લાગતું. બહેલી, મને તો બા બહેલી નામ ઘણુંજ વાહલું લાગેછ. ત્હમને તો અડચણ નથીની, મ્હારા બહેલો બગટ, જો હું ત્હમને એ નાંમથી તેડું તો ?" અને તેણી હસી–તેણીનાં હાથમાંથી હવે તે સરકી ન જાય તે માટે પુરતાં ચરીત્ર કરતાં રતાં હાવર એક દીલપઝીર હસ્વું હસી.

"નહી–જરાબી નહી" બહેરામ કરંજ્યાએ અકરત્કરનો જવાબ દીધો. તેઓ થોડીક મોનીટમાં તાજમાહલ હોટેલમાં પુગ્યાં.

અને ત્યાં તે ઘાટકી છોકરીએ બહેરાંમને પોતાની આંજી નાખતી ખુબસુરતી અને વાકયાચાતુરીથી પુરતો ભેદી છેડી નાખવા એક જીગરતોડ કોશેશ કીધી–પોતાનાં શુરીળાં ગળાં અને મનઆકર્ષક આંખોનાં તેજથી બહેરાંમને આંજી નાખી તેનાં મગજમાંથી મહેરાંનો ખ્યાલ સબરહબર ભુસાવી નાખવાની તે મનોહર, મગર પત્થરનાં દીલની, દગાએ પોતાથી બન્યું એટલું કીધું.

"મને એક કીસ કરો," બપોરનાં પાછું સ્ટેશનઉપર જવા અગાઉ તેનાં ઓરડામાંથી બાહર પડતી વખતે તેની ગોદમાં લગોલગ જઇ તેણી એકાએક બોલી. "એક કીસી ! શું ત્હમે ત્હમારી ભવિષ્યની ભારજાને એક કીસી નહી કરશો ?"

તેને લાચારીને મારે તેણીનાં હાથો પર એક ચુંબન કીધું.

"ત્હમે પાછા સુરત નહી આવશો ! ત્હમે ત્યાં થોડા દીવસ આવશો તો હું ઘણી ખુશી થવશ." તેણી તેની ગોદમાં મગરૂરીથી ઉભી રહેતાં બોલી. "મને ઘણુંજ ગમશે, મ્હારા ભવિષ્યનાં ભરથા-

રની પહેરોણાગત કરવા. તે ઉપરાંત, ત્હમે જાણોછ હું મ્હારી કઝીન મહેરાં સાથે ત્હમને ઓળખાણ પડાવા કેટલી બધી આતુર છેઉ તે ? ઓ, જરૂર, જરૂર આવજો. વારૂ, ત્હમે માહરી મહેરાંને કદીબી જોઇછ ?"

" હું ધારૂંછ મેં જોઇછ." તદન નફકરો અવાજ રાખવાની સંભાળ લેતાં બેહરાંમે કહ્યું.

તોપણ રતાં તેની આંખમાં સમાઇ રહેલું દુઃખ બરાબર જોઇ શકી–તે પળે મહેરાંની વાતચીતથી તેનાં જીગરમાં એક કેવો ચમતો ત્રુટ્યો હતો, તે તેણી બરાબર પામી જઇ શકી, અને તેથી તેણી મહેરાંને વધતાજ ધીક્કારથી ધીક્કારવા લાગી. ઓ જરૂર–જરૂર, કોઇબી દીવસે તે તેણી ઉપર કીનો લેશે, એમ એક ઉમરાવ જેવા જવાંનનું સઘળું ધકધ્યાંન પોતાનાં ભણી ખેંચી લેવા માટે.

" પણ મને કેહોની તમે આવશો કે ?"

" હમણા તો મને ઘણી રોકાંણ છે," બહેરાંમે લગાર ઉતાવળ્યો જવાબ કર્યો. " તેથી મુશ્કલજ બનશે નહી. હું ઘણો દલગીર છેઉં. પણ હું આવવાનો હોવશ ત્યારે લખશ."

" વૅરી વૅલ "તેણીએ મીઠાસથી હસીને કહ્યું; અને જરાવારમાં સ્ટેશન ભણી તેની સાથે તેણી એક ટેક્ષી કૅબમાં હંકારી ગઇ.



# પ્રકરણ ૪.

—xx—

મેહરાં અવાસ્યાએ ઘણાં હેતથી પોતાની કઝીનને ગોદમાં લીધી અને તેણીનાં મુખ ગમી અજાયબી, દીલસોઝી અને દયાના ભેગા હાવભાવે દીઠું. તેણીએ તે આખ્ખો દિવસ આતુરતાભરી તાસત્રીસ વચ્ચે—મુબાઇ જઇ રતાં શું અનુભવતી હશે એ વિચારે—ઘણો કંગાલ પસાર કીધો હતો; અને જેવાં તેણીનાં પગલાં તેણીએ સમજ્યાં કે તરતજ હેઠે ઉતરી પડી તેણીએ તે નાજુક આકારને પોતાની બાથમાં લીધો અને તેણીની ગમી સીધ્ધું જોયું.

રતાંએ, મગર, કંટાળીને એક હડસેલો મારી તેણીને દુર કીધી. "તું મને સ્ટેશન પર લેવા બી નહી આવી?" સાડીમાંથી પીન કાધી સોક ખભાં ઉપર નાખતાં તે બોલી. "મને અહીં વેર એખલું આવવું પડયું અને તેબી આવી મોડી રાતે!"

"પુ પુઅર ડીયર, હું ઘણી દલગીર છેઉં," તેણીને નારાજ કરવા માટે પોતાના જીવને કદુઃવા દેતાં મેહરાંએ કહ્યું. "આજે સવારથી માહરૂં માથું સખ્ખત દુઃખતું'તું અને વળી મને ત્હારે માટે બી જાતજાતના વિચારો આવ્યા કીધા. તે ઉપરાંત, રતાં, હું જગ બી જાણુતી'તી નહિ કે તું એટલી જલ્દી પાછી ફરશે." પછી તે વિધવાના પગ આગળ ભોંય ઉપર બેસી જતાં, તેણીનાં બુટ સંભાળથી કાધતાં તેણીએ વધાર્યું, "ઓ રતી, મને કહે, તુંને મી. બનાજીએ કાંય મુબાઇ બોલાવી? શું-શું જેનાથી તું બીહતી'તી તેજ થયું? આખરે શું પેસો બેહરામ કરંજઓ વરસો પછી પોતાનો હક પુરવાર કરતો જીવતો જાગતો નીકળી આવ્યો?"

"હા, બેહરાંમ કરંજ્યો આખરે ફૂટી નીકળ્યો!" મેહરાં તે બાબદને કેટલી બધી ગંભીર ગણતી હતી અને સઘળું જાણવા કેટલી બધી આતુર હતી, તે જોઇ મનમાં રમુજ પામી તે વિધવાએ ટકોર ભર્યો અવાજે કહ્યું: "અને–અને લગભગ પોણા લાખની મ્હારી ધારેલી દોલત પર પાણી ફર્યું."

મહેરાંએ આંખમાં આંજું સાથે તેણી ભણી જોયું.

"ઓ કેવું ભયંકર! કેવું ભયંકર!" તેણી બોલી. "મ્હારી રતાં, ત્હારે માટે તે એક કેવી નહી ખમી શકાય એવી માઠી ખબર! એક કેવો શૉક!"

રતાં એક મોઘમ હમ્મેવું હસી. "વૅલ, એક રીતે તેમજ હતું," તે બોલી. "પણ, મહેરાં, તને યાદ છે, હું કેવી રીતે એ પૈસા કાંઇ બી અડચણ વગર મ્હારા પોતાના કબજામાં રાખી શકું તે? પેલાં વિલમાંની એક ચોકકસ કલમ તને યાદ છે?"

મહેરાંની આંખ અજાયબીથી પોહલી પહોળી થઇ ગઇ!

"ઓ, રતાં! તું એમ તો કેહવા નથીજ માંગતી કેની કે તું પેલા બેહરાંમને પરણવા તૈયાર થનાર છે?" તેણીએ પોકાર્યું; "તે કે જેને તેં કોઇ બી દીવસે જોયો નથી–ઓળખ્યો નથી. ઓહ, તે તદ્દન બનવાકાળજ નથી!"

"તું જાણેછ કોઇને કોઇના પ્યારમાં પડતાં કદીબી લાંબો વખત નથી લાગતો?" રતાંએ કહ્યું. "સાચ્ચા પ્યારને દીલમાં વાસો કરતાં ઘણોજ ટુંક વખત લાગેછ, તે તો તને ખબરજ છે. પેહલ્લી નજરનો પ્યાર ઘણો નીર્મળ અને બીજાં કરતાં ઘણો વધારે મજબુત હોય છે; તું એવું માનેછ તો ખરીની?"

મહેરાંનાં સફેદ મારબલ જેવા રોખસારો બધા લાલલાલ થઇ ગયા, જે જોઇ સંતોષનું એક ક્રુર હસ્વું તે વિધવા હસી. તેણીનાં મનસે તે એક જાતનો કીનોજ હતો, એમ તેણીને મનમાં અને મનમાંજ ઉમેદો બાંધવા દઇ પાછળથી તેનો નાશ કરવો.

"તું માંનતી હોય કે નહી તે જાંણુવાની હું દરકાર નથી રાખતી, મહેરાં; પણ," તેણીએ ધીમા સાહદે વધાર્યું, "એ પેહલ્લી નજરનાં પ્યારનો બનાવ ખુદ મ્હારી જીંદગીમાં મેં ગઇ કાલેજ અનુભવેલો છે. હું બેહરાંમ કરંજ્યા સાથે, તેનો ખુબસુરત મુખડો પહેલ્લીજ વાર જોતાં, પ્યારમાં પડેલી છેઉં. જો એક પાઇની બી મને હાંસલ હતે નહી તોબી હું તેની સાથે પરણુવા તૈયાર થને એવો એ ખુબસુરત અને દમામદાર દેખાવનો છે. દરેક અબળાઓને કાંઇની કાંઇ આશા હોય છે, પણ તે ફળીભુટ કરવા માટે કાંઇ બધીજ અબળાઓ નશીબવાળી નથી બનતી. પણ હું એક ખરી નશીબવાળી અબળા છેઉં. ઓ મહેરાં, હું કેવી સુખી છેઉં!"

મહેરાં ભોંય ઉપરથી ઉઠી રતાંની ગરદનની આજુબાજુ પોતાનાં હાથો વિંટાળી તેણીનાં ખોળામાં જઇ બેઠી. "હું કેવી ખુશી થઇ–કેટલી હદ વગરની ખુશી!" તે બોલી. "અને હું તને દુન્યાનું દરેક સુખ ઇચ્છુંછ, એવું કે જેવું અત્યાર સુધી કોઇબી છોકરીએ અનુભવ્યું નહિ હોય. મને કહે–મને બધું એને માટે કહે. તું જાણે છ હું ત્હારે માટે કેટલી બધી આતુર છેઉં તે?"

તેણીએ સઘળું કહ્યું–ઘણુંજ ટુંકમાં અને કેહવા જોગુંજ. તેણીએ ખાસ, તેણીનો ભવિષ્યનો ભરથાર અને મહેરાંનો લવર એક જ શખ્સ હતો, એક ઘણી ગંભીર મોહકાંણુને સબબે તેણીની ફતેહ

રહ હતી તે, તે આતુર બાળાને કહેવાનું અખાડા કીધું. તેણીએ તેણીને અત્રે સઘળું જણાવી દેવાનું ડહાપણ ભર્યું વિચાર્યું નહી. તે તે બાપડીની લાગણી સાથે કોઇ એથી વધુ યોગ્ય વખતે અને એથી વધારે સુંદર તક મળતાં, રમવા ઇચ્છતી હતી.

"બધું રાજા પાદશાહની વાત જેવું નહી લાગતું !" તે નિરદોષ કોમળાંગી પોતાની સત્યાનાશીના ઝાંખાઅી ખ્યાલ વગર જ્યારે રતાં પોતાની કાંહણી કહેતી થોભી અને તેણી ભણી ફતેહથી મલકાતી આંખે જોવા લાગી ત્યારે એક સાચ્ચી રીદાગીરીની કીસી તેણીનાં ફત્તેહથી ફુગાયલા ગાલપર લઇ બોલી. " તું ખરી નશીબવાળી છોકરી છે, રતાં. તે વગર શકે, ઘણોજ હેન્ડસમ જવાંન હશે. મને કહ તો ખરી તે કેવો એક છે ?"

"ઓહ, ઘણોજ 'અટ્રૅક્ટીવ'–દીલ ભેદી છેડી નાખે એવો !" તે બોલી અને પછી ઝટ વધાર્યું, "તું ઘણી જલ્દી એને જોશે. મેં અહીં આવવાને એને કહેલું છે. ફુરસદે સુરત આવવાનું એને મને પ્રૉમીસ આપેલું છે." તેણીએ તેનું ધ્યાન પુરેપરૂં આપવાનું તદન અરમખડાજ કર્યું, કે જેથી તેણીનાં 'ફીઆંસે' વિષે તેણીને સુંદલજ શક રહે નહી.

"હું ઇચ્છુંછ કે હું એને જલ્દી મળી શકું !" તે બોળી કુંવારીકા વિચારવંત અદાએ બબડી. તેણીના ખ્યાલો વીજળી વેગે તેણીનાં વાહલા ભણી દોડતા હતા. ઓ ! એ કેવો અજબ સંજોગ હતો કે તેણીનાં તે જવાનનું નાંમબી બેહલી હતું-વાહલું મીઠું તે નામ ! "ચાલ ડીયર, હવે ઘણું લેટ થાય છે; આપરે જમી લઇએ—અરે, અલ્લાજો," કાંઇ એકાએક યાદ આવવાથી મહેરાંએ વધાર્યું, "આજે

સહવારે શીરીનબાઇ દુબાશ આવી ગયલાં ને આપણે બેઉને આવતી કાલનું બોહસાંબોહસીનું તેડું કરી ગીયાંછ. આવતી કાલે એવણનાં દીકરાનું વરસ છે. તે થોડા જણાંને સહવારથી "ધનવાઇટ' કીધેલાં છે. બધાં મુંબાઇથી આવેલાં એવણનાં સગાંઓજ છે. હું તો ત્હારો વિચાર કરીને નાજ કહેવા જતી'તી, પણ એવણની બોહસ આગળ મ્હારૂં કાંઇબી રીતનું ચલણ ચાલ્યું નહી. એવણને માટેનો ત્હારો અણગમો દુર કરીને, ડીયર, તું આવશે'ની ?"

"મને તો શીરીનબાઇ જરા થઇને નથી ગમતાં—મુવાં બધું મોધાં ઉપરજ પરખાવે છ !" તેણી બોલી. "પણ કાંઇ નહી, હું ત્હારે ખાતર આવશ."

શીરીનબાઇ દુબાશ એક સુધરેલી ધણની ગબ્બર વિધવા હતી, અને તેણી લાઇન્સ તરફ એક ભપકાભર્યા બંગલામાં પોતાના એક પુરા દીકરા સાથે રહેતી હતી. તે આ બંને જવાન સુંદરીઓનાં ઘણાં ભલામાં હતી, અને તેઓનાં સમાગમમાં આવી તેઓને અવારનવાર આડકત્રી રીતે ચાલુ મદદ કર્યા કરતી હતી. તે એક ઘણી સુધ્ધી અને સદગુણી અબળા હતી, જે તેણીના જેવાજ ફરેસ્તા સમાન ચહેરાની મહેરાંને રતાં કરતા વધારે બાતેનમાંથી ચાહતી હતી.

સહવારના સકકારે ઉઠવાની ટેવ એ ખુદા તરફનો એક આશીષ છે; કુદરતને તેજ સારી રવેશે પીછાંણી તેમજ વખાણી શકે છે, કે જે પોહ ફાટતાં, આંખ ઉપડવાની સાથેજ એક આળસુ એૈયાસી ઢોરની માફક બીછાંણાં ઉપર પડી રહેવાને બદલે એક અરબી ઘોડા મીસાલ તાઝો, ઉઠી ઉભો થાય છે.

પરોઢીએ વેહલ્લા ઉઠવાના ફાયદા મહેરાં પુરેપુરા સમજતી

હતી. તેણી હંમેશાં સકકાળી ઉઠતી, અને અભ્યાસી રતાં બીછાણા-માંથી બાહર પડે તે અગાઉ તો ઘેરનું ખપજોગું કામ કરી પરવાડી બી જતી હતી.

પણ બીજી સહવારે તે બંને છોકરીઓ ઘણી વહેલ્લી ઉઠી. ગઇ કાલે બની ગયલા તેણીના બાબમાં એક અદ્દભુત બનાવથી રતાં પુરેપુરી ઉંઘાઇ શકી નહી; જ્યારે તેણીના પોતાના વાહલા, રતાંની જીંદગીમાં નહીં ધારેલો બનેલો વિચીત્ર બનાવ અને ત્રીજું સકકાળેથી શીરીનબાઇને ત્યાં જવાનું એ ખ્યાલોનાં બોજા હેથળ નાહની અહેરાંનેબી ઉંઘ ન આવી; અને તેઓ આજે સાથેજ વેહલ્લાં ઉઠયાં.

તેઓ લગભગ દશેકને સુમારે શીરીનબાઇને ત્યાં ગયા; અને તે બાઇએ ઘણો હરખભર્યો આવકાર તે બેઉ અબળાઓને આપ્યો. તેણી બેઠી બાંધણીની એક સુખવાસી સાદી બી હતી, અને તેણીનો ચેહરો, તે ઉપર છવાઇ રહેલી નરમાશ અને સાદાઇથી ભરપુર લાગણીએ ઘણો શોભાયમાન લાગતો હતો. તે જો કે વિધવા હતી છતાં કાળી બોરી સાડી અને કાળુ સીહા બદયાન જે માત્ર બાહરનાં દેખાવને કાજે ઘણી વિધવાઓ સજે છે, જ્યારે બાતેનમાં તો પોતાના મરનાર ધણીને તમામ વીસારી મેળી જે ગમે તે મોજ-મજાહમાં લીન થાય છે તેનાથી પોતાનાં તનને ઘાંકતી નહતી; તેમજ પેલો તદન નાદાન ચીબાવલો પોષાક-બોરવાળીઓ પહેડે છે તેવા ચોળી જેવું ઉચી બોયનું બેમહલાજાયું બદયાંન અને ગુંડળુથી બી છેક હેથે લબરતો ઝબ્બા જેવો શદરો તથા નસેસાલારની ટોપી માફક દેખાતાં માથાબાનાને પણ તેણીએ રૂખસદ આપી દીધી હતી. ટુંકમાં એમજ કહોની કે તે એક સંગીન સુધારામાં માનવાવાળી

પેહલ્લીજ નજરે કોઇનું બી દીલ હરી લે એવી અધોર ઉમ્મરની ફાનાત બાળા હતી.

અને ત્યાં તેણીના બેટાના વરસની ખુશાલીમાં ભાગ લેવા માટે એકઠું થયલું ટોળકુંબી સઘળું ઍરીસ્ટોક્રૅટીક અને સુધરેલું હતું, થોડાક માટીદા અને તેટલાંજ બુજ બૈરાંઓની બનેલી તે પાર્ટી, મુંબાઇ તરફનાં ધબધબ્યાં સરકળનીજ બનેલી હતી, જેમા તે બંને છોકરીઓ દાખલ થઇ ત્યારે તેઓની એકમેકને ભુલાવે એવી ખુબસુરતીએ ઘણું અસાધારણ ખેંચાણ કીધું.

"બાપ્ર જોવ! સુરતમાં બી એવી બ્યુટીઓ છઠકે ખુણે પડેલી મળી આવેછ એવું તો મેં આજેજ જાણ્યું છ!" કાઉ હાંસોત્યો જે રતાંની ખીલી રહેલી ખુબસુરતી જોઇ પહેલીજ ઘડીએ બેહાક છેડાઇ ગયો હતો તે, શીરીનબાઇનાં બેટા સોહરાબ દુબાશને એક કોપચું મારી તેના કાન ઉપર પડી બોલ્યો, "ટીકી ટીકીને જોઇ ટીકકા કરવા લાયક ખુબસુરતીની એ છોકરી નથી, પણ ખરેખરૂં વખાણવા લાયક અને પંપાળવા લાયક એક બુલબુલ છે. એ કોણ હશે? અને સાથે લાગો મને પુછવા દે કે, એનો હાથનો ધરનોબી કોણ નશીબનો લીલો છે?"

"જો કે છે તો ખુબસુરત વિધવા, પણ બડી ટેકદાર અને માટીદાઓ તરફ ઠંડી છે." સોહરાબે કહ્યું.

"એ એક નહી માફ થઇ શકે એવું ધાટકીપણું છે, એ જવાંન છોકરીઓનું માટીદા તરફનું ઠંડાપણું," કાઉએ ફ્રપડીને પરીઆરો કીધો. "અમે તેવી અબળાઓ નરમ લાગણીવાળી હોય છે, પણ આય તેઓનું ઠંડાપણું તેઓની મોટામાં મોટી ખાંમી છે-તેઓની

ખુબસુરતી અને વખાણુવાજોગ લાગણીને નીચું જોવાડનો એક ઘણો ખરાબ દોષ છે. પણ આાઇ સે, સોહલી, તું મને એની સાથે ઇનટ્રાડયુસ કરાવની. એનીં સાથે વાત કરવા અને ભેળાવા હું ઘ .ા આતુર છેઉં."

પણુ સોહરાબને તે ઓાળખાણુ કરાવાની તજદી પડી નહી. કેમજે તેજ પળે શીરીનબાઇ તે બેઉ બાળાઓને પોતાની એકેકી બગલમાં તેઓનો હાથ લઇ તેઓ આગળ આવ્યાં અને કાવસ હાંસોત્યા સાથે તેઓને ઓાળખાવ્યા; અને પછી કાંઇ કામ પડવાથી તેવણુ તે બંને છોકરીઓને તે બેઉ જણાઓ સાથે ટાહેલાં મારતાં છોડી જતાં રહયાં. મહેરાં સોહરાબ સાથે વાતમાં પડી, જ્યારે રતાં અને કાઉ ઓખલાં પડયાં. બાપડો કાઉ ! તે સંગેમરમરના પુટળાંની પાસે ઉભો રહેતાં બધો પસીને ગરકાવ થઈ ગયો. તેનું જીગર કાંઇ નહી સમજી શકાય એવી લાગણીએ ધડકધડક થવા લાગ્યું, જ્યારે તેના ધ્રુજતા હાથ અને પગને તે મહા મુશીબતે સ્થિર રાખી શકયો.

"તમે અહીંના બીજાં બધાં પહરોણાઓ છે તેમ મુંબાઇનાજ રહેવાસી હશો," રતાં જે બેહરાંમના ખ્યાલે ઘણી ખુશમીજાજમાં હતી અને જે તે મુંબાઇગરાંઓ મારફતે બેહરાંમ કરંજ્યા અને તેના કુટુંબ માટે જાણુવા ઘણી આતુર હતી, તેણીએ પૂછ્યું.

"હાજી," કાવસે કપાલ ઉપર ફુટી નીકળેલા પસીનાંના ફોરાં લુછી નાખતાં જવાબ દીધો, "હું મુંબાઇનોજ રહેવાસી છેઉં. ત્યાંજ જન્મેલો, ત્યાંજ વસેલો અને ત્યાંજ આખ્ખો જન્મારો કાપવા કસાલો." પછી તેણે હસીને વધાર્યું, "હું ધારૂં છ કે તમારો વસવાત સદાનો સુરતમાંજ હશે."

" જી, હા. "

"તે અહીં ત્હમને સોહવાયછ ને ગમેછ કે ?"

"એવુંજ તો !" તે છોકરીએ બેદરકારીથી જવાબ દીધો. તેણી બહેરામ વિષે પુછવા અને જાણવા ઘણી આતુર હોવે, બીજા કોઇ બી સવાલોના જવાબ આપવાના પાધરા મુડમાં હતી નહીં. તેણીએ વધાર્યું "જ્યારે ત્હમે મુંબઇનાજ રહેવાસી છેઓ ત્યારે તો કોઇ ત્હમને-ત્હમને-કરંજ્યા ખાનદાનમાં ઓળખાણ હોવી જોઇયે-કહેછ કે સાધારણ સ્થિતિનું પણ આબરૂદાર ફૅમીલી છે ?"

"હા. ડૉકટર માનેક કરંજ્યા નામના એક જૅન્ટલમેન સાથે મને ઘણી સારી ઓળખાણ છે," તેના જીબરમાં તે કોઈ મીત્ર માટે અદેખાઇ બરપા થતાં કાવસે કહ્યું. "જો કે મ્હારો ફ્રાસ્ટ મીત્ર થાય તોબી એની ચાલચલણ વિષે હાલમાં મેં ઘણી ખરાબ વાતો સમજેલી છે. એક્ષક્યુઝ મી, પણ ત્હમે એ ડૉકટરને ઓળખોછ ?" એ સવાલ પુછતી વખતે તે કશુંબી સમજી ન શકયો કે તેનો અવાજ એટલો બધો કાંય ધ્રુજ્યો.

"નહીં-જરાબી નહીં."

"એ મ્હારા ફ્રેન્ડનું ફૅમીલી જેવું તો કશું નથી-બાપડો કાચ્ચો કુમારો છે." તેણે મનસે રાજી થતાં કહ્યું, "એના એક બુઢાં માય છે. ઘણાં સુઢાં અને ખરાબ ચાલચલણવાલાંઓ તરફ ઘણાં ધાટકી હોવાથી હમણાં થોડા દિવસ થયાંજ એ બેંઉ માય દીકરા જુદા રહેલાં છે. એનો એક વડો ભાઇ કોઇ બહેરામ કરીને હતો તેબી કોઇ એજ પેલી કમબખ્ત ખાનબાહદુર મંચેરશાહ મગોલની ઇટાલ્યન મોહરદારની મોહબ્બે અમેરીકા દશ વરસ ઉપર નાહસી

ગીયો'તો, જ્યાંથી હજણુંજ પાછો ફરેલો છે, એવી 'રૂમર' મુંબાઇમાં ઉડી રહેલી છે. બધાં તો એને મુવેલાં ધારતાં'તાં, પણ કોઇ એના મરનાર અકલની દોલત પર પોતાને હક પુરવાર કરવા જીવતો જાગતો જમની માફક મુંબાઇમાં ફુટી નીકળેલો છે."

"એ મ્હારો સગો થાયછ—ને થોડા વખતમાં મ્હારો ભરથાર થનાર છે, મી. હાંસોત્યા" બહેરાંગ વિષેની સઘળી વાત સમજી બાતેનમાંથી તેણી હદબાહર અજાયબ થઇ હતી અને તેના વિષે લગાર તિરસ્કારથી બોલવા માટે કાવસ ઉપર ઘણી ગુસ્સે થઇ હતી તોપણ હીંમતથી તેણી બોલી. "એને માટે તદન અંજાણપણામાં મને સઘળું જણાવવા માટે હું ત્હમારી આભારી છેઉં." અને એટલું બોલતાં તે ત્યાંથી હટી ગઇ અને કોઇ નવીજ ઓળખાણની બાઇ સાથે ટાહેલાંમાં પડી.

ગરીબ કાવસ હાંસોત્યો ! તેને હદબાહર ખસ્યાંણું લાગ્યું અને તે તે ઓરડો છોડી બાહર અગાસી ઉપર ગયો અને મુછના બાલ સાથે રમ્યા કરતાં ઘણો વાર સુધી લાંબા ને ઊંડા વિચારમાં ત્યાં ઉભો રહયો. તે તેણીની વાતચીતથી જેટલો ખસ્યાણો બન્યો હતો, તેટલોજ દલગીર પણ થયો હતો. બેહરાંમ કરંજ્યા સાથે તે પરણુ-નાર હતી એ વિચારે તે જેટલો અદેખો બન્યો તેટલોજ નારાજ અને નાશીપાસ પણ થયો. તે તેણી અને તેણીનાંજ ખ્યાલમાં ત્યાં ઉભો રહયો—તેણીનાજ વિચારમાં રમ્યા કીધો.

રતાંના વિચારોને પોતાના મગજમાંથી દુર કરી કાંઇ બીજી બાબદ તરફ પોતાનું મન દોડાવવાની તેને એક જીગરતોડ કોશેશ કીધી; પણ તે પહેલીજ અબળા હતી કે જેના ખ્યાલોએ તે ફટ મનના પોર્યાને હરાવ્યો. તે કલાકોના કલાકો સુધી તેજ પરીપેકર

વિચારાનો ખ્યાલ કરતો તદન એખલો અગાસી ઉપર ઉભો રહયો.

રતાં દાવરે આખ્ખો દિવસ શીરીનબાઇને ત્યાં ઘણી મગરૂરી ભર્યાં ખ્યાલો વચ્ચે પસાર કીધો. તેણીએ સઘળાઓને પોતાની ખુશ નશીબીની વાત મગરૂરીથી ફુલી ફાટી જતાં નાકનાં શીફરાં સાથે કહી. તેણીએ આખ્ખો દિવસ તેજ એકનો એક પટપટારો કર્યા કીધો અને બાહેરામ અને બહેરામનીજ વખાંણ ગાયા કીધી.

બીચારા કાઉ માટે તે એક કંગાલ દિવસ હતો. તે કોઇ સાથે ઝાઝો ભેગાયો નહી—હસ્યો નહી, બોલ્યો નહી, અને તેણી અને તે-ણીનાજ વિચારમાં—અફસોસ! તે સઘળા નાશીપાસીની ભરપુરજ વિચારો હતા—રમ્યા કીધો.

સાંજ પડી. તે એખલો લાયબ્રેરી રૂમની, અગાસી ઉપર ઉભો ઉભો બાહરનો દેખાવ બેદરકાર આંખે જોતો હતો. અંદર ગાનતાન ચાલી રહ્યું હતું. હસવા અને મોટેમોટે વાતચીત કરવાના અવાજો કાવસના ડલ કાને ચાલુ પડયા કરતા હતા, તેટલાં ઓ! એક જાતનાં વિચીત્ર અવાજે કાવસના કાનને ફરકાવી ખડા કીધા. તે એક તીણી અબળાની બીહકની ચીસ હતી.

કાવસને પહેલી પળોમાં પોતાના કાન ઉપર ઇતબાર આવ્યો નહી—તે પાછું ધ્યાનથી સમજવા લાગ્યો. મ્યુઝીક અને વાતચીતનો અવાજ બંધ થઇ ગયો હતો; અને તેને અહયે તેનાં નાકે કશાંનો વાસ અડકયો. તે ધુમાડાનો હતો અને તેની લગોલગ એક બીજી ચીસ તેણે પાછી સાંભળી.

આગ! એક પળમાં તેના મગજમાંથી એ ખ્યાલ વીજળી વેગે પસાર થઇ ગયો, અને એક જોશબંધ કુદકો મારી તે લાયબ્રેરીમાંથી

બાહર ચાલમાં આવ્યો. ત્યાં રહમેશ થયલું, શીરીનબાઇની સાથે તેવણનાં પહરોણીઓનું ટોળું ઉભેલું હતું.

"શીરીનબાઇનો ડરેસીંગ રૂમ બધો ધુમાડાએ ભરાઇ ગયો છ. ત્યાં આગ લાગી છ, અને રતાં દાવર એખલી તે રૂમમાં છે!"

બસ એટલાજ શબ્દો કાઉ સમજી શકયો. તેના ઉકળતા જીવથી જાસ્તી શબ્દો સમજી શકાયા નહી. તે ટોળકાંને એક નરમ આંચકો મારી તે તે ધુમાડાનાં ગોટેગોટાથી ભરપુર ડરેસીંગ રૂમમાં ધસ્યો ગયો: અને બે ત્રણ હદ વગરની આતુર પળો પછી હાથમાં બેશુદ્ધ થઇ ગયલા રતાંના નાજુક બોજાને ઊંચકીને તે બાહર લાવ્યો!!

## પ્રકરણ ૫.

---

"મહેરાં, આજે લગભગ અઠવાડીયું થવા આવ્યું આય મ્હારા ઓરડામાં હું ગોધઈ રહેલી છેઉં-એક મરવાની માફક સુદ્ધું છ; તે બા હવે કંઈ ચાલશે નહી." રતાં હાવરે પરીઆરો કીધો; "મને છે શું? મ્હારા હાથ અને પગ બેઉ ઉપર હવે રૂઝ આવવા લાગીછ; ને-ને-તાપથી બે દિવસ થયાં મુહઠલ આવતી નથી. મુવું બીછાણા ઉપરથી સોફા ઉપર અને સોફા ઉપરથી બીછાણા ઉપર ધકેલા ખાતાં બધો જીવ ઘભરાઈ આવેછ. આજે સાંજે હું તો હવે નીચે આવશ બા!"

"રતઈ, એમ શું ચેડી થાયછ જો?" રતાંનું માથું પસવાડતાં મહેરાં બોલી; "કાલ સુધી તો ત્હારા આંગમાં બોખાર હતી અને તું કેટલી બધી નબળી થયલી જણાયછ! તને પુરતી આરામીઓની હજી ઘણી જરૂર છે."

"કપાળ!" રતાંએ કંટાળી કહ્યું. "તું મને અમથી લાડકી કરેછ. જા, હવે તું જા; ને કંઈ મ્હારાં કાગળ્યાં આવ્યાં હોય તો લાવ."

"આજે કોઈનું કાંઈબી કાગળ આવ્યું નથી."

રતાંએ પોતાની નાસીપાસી દાબી દેવા પોતાના હોઠો મજબુત બીડયા. લગભગ અઠવાડીયું થયાં તેણીએ તેણીનાં ભવિષ્યનાં ભરથાર ઉપર એક લંબાણ કાગળ-તેણીને થયલા અકસ્માત અને તેમાંથી થયલા તેણીના કટોકટ બચાવ વિષે-લખ્યું હતું; તેનો કશો

જવાબ ન ફરી વળતાં તે છોકરી હદબાહર નામુરાદ અને નારાજ થઇ. તેણીએ તેજ કાગજમાં તેણીને ત્યાં આવવાનું એક બોહસા બોહસીનું તેડું પણ તેને કીધું હતું, પણ તેને તેની ધણુનસલજ બતાવી નહી, જે તે બાપડીને નાશીપાસીથી ભાંગીને ભુકો કરવા પુરતું હતું.

આ તે કેવી બેપરવાહી-કેવી ગેરસલુકાઇ! ભવિષ્યના ભરથાર મારફતની કદી નહી જાણેલી તે બેદરકારી હતી, જે અનુભવી તે વિધવાએ બલેશ નાશીપાસીથી દાંતયે દાંતો પીસી નાખ્યાં! બેહરામના તે ઠંડાપણાનું કારણ તે મહેરાંનેજ માનવા લાગી. તે મહેરાંજ હતી કે જેણીના સબબસર તે તેણીને મળવા આવતાં અચકાતો હતો—તેણી કે જે મીત્રો મંડળમાં આટલી ઠંડી અને ટકવાળી મણાતી હતી, તોબી તેને પહેલીજ નજરે જોતાં જીગરનાં છેક ઉંડાણુથી ચાહતાં શીખી હતી; તેથી તે મહેરાંને દિવસો જતાં વધુજ ધીક્કારવા લાગી, અને ભારે આતુરતાથી તેણી ઉપર કોઇબી કીસમે કીનો લેવાના દીવસની રાહ દેખવા લાગી!

"હું આજે બહેરામનાં કાગજની કેવી આતુરતાથી રાહ દેખતી હતી!" રતાંએ મીઠાશથી કહ્યું; "પણ કંઇ નહીં—મને લાગે છ કે એ કામમાં વધુ વાર રોકાઇ ગયો હશે અને તેથી લખી નહીં શકતો હશે. કદાચ આજે શનીવાર છે તે સુરત ઉતરીબી પડે... કેમ શું છે, જીવણુબાઇ?"

"દીકરા, આ ફુલની બારકીટ ને ચીઠ્ઠી પેલાં શીરીનબાઇને ત્યાંથી આવેલી છે," જીવણુબાઇ ડોસાં-તે બે છોકરીઓને ઘરે કામ કરવા રહેલી તે બુદ્ધી પારસણ—તેઓનાં તે નાહનાં સુખવાસી ઓરડામાં ખરડયા પગે દાખલ થઇ ટેબલ ઉપર એક મઘમઘતાં ફુલોની

સુશોભીત બારકીત મુકતાં અને તેની સાથે આવેલી ચીઠ્ઠી મહેરાંને આપતાં બોલ્યાં.

"ઓ, એ કોણુને માટે છે? માહરે માટે કે?"

મહેરાંએ તે ટુંક ચીઠ્ઠી વાંચી.

"એ પેલા મી. કાવસ હાંસોત્યાએ ત્હારે માટે મોકલીછ, રતાં" તે પુષ્પોથી પમરતી ટોપલી રતાંના ખોળામાં મુકતાં મહેરાં બોલી. "તને ઘણી ઘણી દુવા કહેવડાવી ત્હારી ખબર અંતર મંગાવેછ ને જાણુવા માગેછ કે તું ક્યારે ઘરમાં ફરતીહરતી થશે અને બાહરનાઓને મળશે ભેટશે. તને જોવાને મળવા એવણુ ઘણાં આતુર છે."

"ઓ, કેવાં સુંદર! કેવાં મઘમઘતાં ફુલો!" તે પમરતાં ફુલોનાં સંભાળથી ગોઠવેલા ધગમાં પોતાનું નાક ખોસી રતાં બોલી. "તું એવણુનો ઘણો ઘણો ઉપકાર માની લખ કે કાલે આતવાર હોવાથી હું બપોરે ચાહનાં વખતે એવણુને આપરે ત્યાં આવેલા જોઇ ઘણી ખુશી થવશ—નહી, મહેરી, એવું ઓડયું પીધું હોય તેવું મોહડું ના કર. મને છે શું! છેક કાલે બપોરના નીચે આવવામાં કશું ખોટું નથી."

મહેરાંએ જોયું કે જો તે ઝાઝી ઓંહસ કરશે તો તેની કઝીન ઘણી નારાજ થશે, અને તેણીને નારાજ કરવા બદલે તેણીને લગતું કાંઇબી આપી દેવા તે હજાર વખત રાજી હતી, તેથી કમને કાંઇબી ઝાજી ઓંહસ કર્યા વગર એક ટુંકી ચીઠ્ઠી કાઉ હાંસોત્યા ઉપર તેણીએ લખી કાઢી અને બાહર ખોટી થતા એક માણુસને, જીવણુજી ડોસાં મારફતે, આપી.

તે દિવસે સાંજના રતાંએ ઓંહસહોંસ કરી મહેરાંને ફરવા મોકલી.

"તું રોજની ફરવા હરવા જનારી, આજે લગભગ અઠવા ડીયું થયાં ઘેરમાં ગોંધઇ રહેછ. આજે જરૂર જા." તે સીપરી થઇ. "હવે મ્હારી આગળ કામ હેબી શું? તાપબી નથી આવતી ને કંઇ નથી હવાનો વખત થશે કે જીવણબાઇ ડોસાં પાસે માગીને પી જવશ. જીવણબાઇ ડોસાં મ્હારી આગળનાં આગળ છે, મ્હારૂ માનીને જરૂર આજે ફરવા જા. એમ મ્હારે ખાતર વગર ફોકટની ઘેરમાં ડલ સાંજ પસાર કરે તે મને જરા થઇને નથી ગમતું"

મહેરાં ગઇ ઓહુમ અને કટર'ત મરડાત તેણીને કરતાં આ-વડતો ન હતો, અને તેણીની કઝીનની સાદી સમજાવતને તાબે થઇ–તાંના વિચારે લગાર ફીકરમંદ અને એક જણના ખ્યાલે લ-ગાર જરતી રાજી થતી–તે પોતાની અસલ માનીતી અને વાહલી જગાએ ફરવા ગઇ.

તેણીએ પહેલા પુલ ઉપરજ થોડો વખત પસાર કરી જલ્દી જ પાછા ઘેર ભણી ફરવાનો ઇરાદો રાખ્યો હતો; પણ તેણીનું મન માન્યું નહીં. તેણીની મરજી ઉપરાંત તે, આતુર ચશમો એકજ દીશા ભણી ફેરવતી, આખો પુલ પસાર કરી ગઇ અને— !

તેણીનું નાજુક જીગર ધડકધડક થવા લાગ્યું; તેણીનાં હાથ પગોમાંથી એક ખુશાલીની ધીમી ઝઝણી વહી ગઇ તેણીની આંખોમાં પ્યારનો પ્રકાશ છવાઇ રહયો–જયારે તેણીનાં હોથો એક વિચીત્ર લાગણીથી પ્રસરી રહયા–તે લાગણી કે જે દુન્યાનો એકજ ચોક્કસ વર્ગ સારી રીતે સમજી શકે છે, બીજાંઓ તેને મુશ્કેલીજ સમજી શકતાં નથી!

તેણીએ તેને જોયો—તે કે જેને જોવાની તે આતુરતાથી રાહ દેખી રહી હતી અને જેની એક અઠવાડીયાં સુધીની ગેરહાજ-

રીની નાશીપાસી તે નિર્દોષના જીગરમાં બીજાં કોઇની દુ:ખ કરતાં ઘણી જ્યાદા દુ:ખ દઇ રહી હતી; અને તેણી તેની પાસે દુડીનેજ ગઇ અને તેને મળવા અને તેની મજબુત સુખી ગોદમાં દબાવા તેણીએ તેણીનાં ખુશાલીથી ધ્રુજતા હાથ તેની બણી લંબાવ્યા.

રે, નાશીપાસી! તેણે તેણીના હાથો આતુરતા અને લાગણીથી પોતાનામાં લીધા નહી. એક પળ અગાઉ ખુશાલીથી ધડકતું તેણીનું જીગર નાશીપાસી અને નામુરાદીથી કચડાઇ ભચડાઇ ગયું. તે એક ચોક્કસ આનંદની ઝઝણી જે ફકટ તેણીનીજ કીસમનાં વાહલાંઓના નશીબમાં અનુભવવાની હોય છે તેની અસર હજી તો તેણીનાં આંગમાં જેમની તેમ હતી તેટલાજ—બોજીજ પળે—તેને બદલે એક ઠંડી બીહકની ઝઝણી, જે આખ્ખા તનને બીહકથી ધ્રુજાવ્યા વિના રહેતી નથી તે તેણીના બરડાની કરોડમાંથી વીજળી વેગે વહી ગઇ; તેણીની આંખો નામુરાદીથી ઝાંખી થઇ ગઇ, જ્યારે તેણીના મીઠા પેપરમીટ મીસાલ પસરતા હોથો સુક્કા તસ થઇ ગયા, જેને બીજવી જીવતા કરવા મારે તે બાપડીની જીભમાંબી તાકાત રહી નહી. ટુંકમાં એમજ કહોની કે એક પળ અગાઉનું ખુશાલીથી ખીલી રહેલું તેણીનું તનબદન, નાશીપાસી અને ગમખ્વારીની મોહકાણે એક જ ઘડીમાં સફેદ સુગું ગમગીન પુટલું બની ગયું—એટલી બધી જાલીમ અસર તે બાપડી ઉપર થઇ!

"હું—હું અહીં આવીછ તેથી તમે ખુશી નથી?" તેણીએ માંડમાંડ સમજી શકાએ એવા ઝીણા સાહદે તેણીના લંબાવલા હાથો પોતાની બાજુમાં પાછા નાખી દેતાં કહ્યું "હું તમને જોઇને ઘણી ખુશી છેઉં."

તેણીનો નાજુક, દયા ઉશ્કેરતો અવાજ બેહરામ કરંજીઆના દુઃખી જીગરને આરપાર ચીરી નાખવાને પુરતો હતો. તેણે ઇચ્છયું કે તે બેહરો હતે, એક લાગણી વગરનું પત્થરનું પુટળું હતે, કે જેથી એક નાશીપાસી વચ્ચે જકડાઇ ગયલી મનોહર મધુરીનો અવાજ તે હૈયાંસુનો જવાંન તદન બેપરવાઇ અને ઠંડાઇથી સમજતે! પણ અફસોસ કે તે એક માણસ હતો–માંસ અને લોહીનું બનેલું તે નરમ અને પોચી લાગણીવાળું પ્રાણી હતું! અને તેને તે તીણો હરડય-ભેદક અવાજ સમજી પોતા ઉપર કાબુ રાખતાં, પોતે કીધેલી એક મફલતી સમજાવતાં, બેશકીતજ હદની બાહર મુશીબત નડી.

તે મુંબાઇથી સુરત રતાંના તેડાંને ખાતરજ આવ્યો હતો, સ્ટેશન ઉપરથી ઉતરી સીધું તેણીના ઘરેજ જવા માંગતો હતો; પણ તેની તે માનીતી જગાએ જવાની લાલચની તે સાંમે નહીં થઇ શકયો–તેને તે શરણે ગયો, તે જગા કે જ્યાં બહેસ્તમાંની નહી મળતાં સુખનો તેણે એક વખત લાહવો ચાખ્યો હતો।

ઓ! કેવું તે એક ગમગીન મીઠું ચીત્ર હતું। રે, એક કેવું દુઃખ અને નાશીપાસી વચ્ચે સજાયલું મનોહર પુટલું। તેણે કેવું ઇચ્છયું કે તેણીને પોતાના પાસામાં સઘળાં જોશ અને હેતથી દાબી તેણીને ખાત્રીઓ ઉપર ખાત્રી આપે કે તે તેણી અને તેણી એખ-લીનેજ ચાહતો હતો।

"મ્હારે અહીં નહી આવવું જોઇતું'તું" તેણે, ઘણે વારે, બો-ખરા સાહદે કહ્યું; "પણ–પણ એ લાલચની હું સાંમે નહીજ થઇ શકયો, તે–તે લાલચ કે જેની સાંમે કોઇજ ટકી શકે છે! જો તમે અહીં આવવાના હતાં એવું હું જાણતો હતે તો અહીં હું કદીબી

આવતે નહીં. જો ત્હમુને હું બોલવું કહું તો એ આપણું નસીબજ છે, જે આપણી સામે રૂઠેલું છે. એ ક્રુર કીસ્મતનીજ મરજી છે."

મહેરાં વધુ અને વધુજ ફીક્કી થતી ગઇ.

"હું કંઇની સમજી શકતી નથી," તેણીએ કહ્યું; "ત્હમુને-ત્હમે મ્હારી દરકાર તો કરોછની ?"

"દરકાર !" તેણે તેણીનાં શબ્દોનો ઘણાં કઠોર સાદે પડઘો કીધો. "હા, હું ત્હારી દરકાર કરૂંછ, પણ હું ખોદા પાસે માગુંછ કે તેમ કરતો હું નહીં હતે, ડાર્લીંગ," તેણે તેણીનાં બન્ને નાજુક મખમલી કરો પોતાના હાથમાં લીધા, "બધું ઘણું ભયંકાર બન્યુંછ. એક ઘણી કંગાલ કરૂણારસીક ભુલ થઇછ. ડીયરેસ્ટ મહેરાં, હા, એ મ્હારાં નામે હું આય તુને છેલ્લીજ વખતે બોલાઉછ-હું બેહરાંમ કરંજ્યો, ત્હારી રતાંનો વરસો ઉપર મરણ પામેલો જાહેર થયલો ફુઆનાં બેહનનો દીકરો છેઉં !"

બેહરામનું છેલ્લું બોલવું મહેરાં ૩પર કશી અસર ઉપજાવી શક્યું નહી-તે બાપડી તેનાં બોલવાનો અર્થેજ સમજી શકી નહી અને તેના ઉશ્કેરાયલા ચેહરા બણી ગુંચવાડાની એક નજર નાખતી ઉભી.

"બેહરામ કરંજ્યા !" તે બોલી. "પણ-પણ એ તદન નહી બનવાજોગ છે. ખચ્ચીત એ બનેજ કેમ ? ત્હમે તો મને ત્હમારૂં નામ બેહલી-બેહરામ ભગત આપ્યું'તું !"

"એ મ્હારૂં બીજું નામ છે-એજ નામે ઘણોખરો હું મ્હારા ફ્રેન્ડઝમાં ઓળખાતો આવ્યો છેઉં," તેણે એક ઊંડી હાય ખેંચી કહ્યું; અને પછી જેમ બને તેમ ટુંકમાં તે એક જહાકારક કાંહણી તેણીને તેણે કહી સમજાવી.

"ઓ બસ ! બસ !" તે કાંઇણી બરાબર સમજી લઇ મહેરાંએ હાથ લાંબા કરી તેને અટકાવતાં ભારી ખેદથી કહ્યું. "હું-હું હવે બધું સમજી શકુંછ."

'હવે ત્યારે મ્હારે શું કરવું જોઇયે ?" તેણે ગુંગળાતા સાહદે પુછયું. "શું-શું તે એક ભુલથી આપણે બન્નેને આપણી જીંદગીનો ભોગ આપવો જોઇયે ?"

"જે ખરી બીના છે તે રતાંને ત્હમે કહી શકશોજ નહી." તેણીએ પોતાના અવાજને મુશ્કીબતે સ્થિર રાખતાં કહ્યું. "ત્હમે જાણોછો-ત્હમે જાણોછો, પૈસા ઉપરાંત એ ત્હમુને-ત્હમુને પોતાનેબી ખરાં દીલથી ચાહેછ." તેણીની આંખમાં પાણી ભરાઇ આવ્યાં અને દુઃખનુ એક ડસકલું તેણીના ગળામાંથી બાહર પડતું તેણીએ અટકાવ્યું.

"ઓ ! એ કીસ્મતની એક કેવી ક્રુર બાજી ? દયાહીણુ નશીબનો એ એક કેવો દગો ?" તે માથે તરાપ મારી પટપટયો. "મે હરાં, આપરે માટે એક ઘણી સુંદર તક હતી. મુવો અભાગ્યો હું ! અને તે જતી રહીછ-સદાને માટે આપરા હાથમાંથી છટકી ગઇછ !!"

તે એક નહી વર્ણવી શકાય એવો દેખાવ હતો-તેને સારી રીતે રજુ કરવાનું કાંમ કોઇબી લખનાર કે કવીની શક્તીની ઉપરાંત હતું. ફાંટાબાઝ કીસ્મતની કરામતે એક જાલેમ વિયોગ ભોગવવાની આગમજ સેવટનાં મળી લેતાં તે જીગરોનાં અગાધ દુઃખનો પુરેપુરો ખ્યાલ કોઇબી રીતે રજુ કરવાનું ખચ્ચીતજ નહી બનવાજોગ કાંમ છે, અને તેથી સુજ્ઞ વાંચનારની સમવડ થકી આપણે તે કરૂણારસીક બનાવ ટુંકમાંજ આટોપી કાઢશું.

"હું ત્હમને મળીછ તે રતાંને હું જણાવા નથી માગતી," તેણીએ કહ્યું. "તે માંદી છે અને ત્હમે જ્યારે ગમે ત્યારે સીદ્ધા મ્હારી હાજરીની દરકાર કર્યા વગર આવજો." અને તેણીએ તેણીનો હાથ સેવટની સલામ માટે લંબાવ્યો.

"તેં મને માફ કીધુંછ?" તે ઠંડા બરફ જેવો હાથ પોતાના મજબુત હાથમાં પકડી રાખી તેણે જુસ્સાથી પુછ્યું.

"માફ કરવા જેવું છેજ શું?" તે બોલી. "એ આપરા નશીબનીજ વાત છે, બીજું કાંઇજ નહીં. ગુડબાઇ જ્યારે આપરે પાછાં એકઠાં થઇએ ત્યારે યાદ રાખજો કે તદ્દન અજાણ્યા તરીકેજ આપરે એકમેકને મળશું."

અને તે ત્યાંથી જતી રહી. તેણીની હીંમતભરી વર્તણુકથી તેને દુઃખથી વધુ કકળતો રાખી કમબખ્ત તે કોમળાંની આંજુઓથી આંધળી થતી આંખે પડતી ખડતી–ફસડાતી પોતાને ઘરે આવી, રતાંને મળ્યા ભેટયા વગર પોતાના ઓરડામાં ગઇ અને ઊંધે મસ્તક બીછાંણા ઉપર ફસડાઇ પડી આંસુઓનો એક મોટો ધોધ રડી! પોતાની સીદ્ધા સ્થિતિનો ખ્યાલ કરી–એક કેવા કફોરા સંજોગનો તે બાપડી ભોગ થઇ પડી હતી તેનો ફાટી જતાં જીગરે વિચાર કરી મુફલેસ તે મધુરીએ લોહીનાજ ગોયા આંજુઓ ખેરવ્યાં અને તેજ મોતી જેવાં કીંમતી આંજુઓમાં કલાકોના કલાકો સુધી ભીંગાવલી તે છોકરી સેવટે ઉંઘાઇ ગઇ!

રાતનાં લગભગ બેએકના સુમારે તેણી પાછી જાગી ઉઠી ત્યારે તેણીનું માથું ફાટફાટ થતું હતું, તેણીના આખ્ખાં આંગમાં કળતર થતી હતી, જ્યારે તાવથી તેણીનું આખ્ખું શરીર ધગધગી રહ્યું હતું. તે ઓરડામાં એક ધીમી બત્તી બળતી હતી, અને તેની

મદદે લથડતા પગે ઉઠી પોતાના આંગ ઉપરથી કપડાં કાઢી નાખી તે પાછી નસોસ જેવા જીવે બીછાંણા ઉપર તુટી પડી. ભયભીત ત્રમળના વિચારોમાં વિંટળાઇ ગયલી ને અબળાએ તે આખ્ખી રાત ફાટી ગયલા ખોલા ડોળાએ–ખુલ્લી આંખે–ભારી તાસવીસ વચ્ચે ઉંઘ વિનાની કોરીજ પસાર કીધી.

સહવારે જ્યારે તે રતાંનાં રૂમમાં–તેણીની નબળા સાદદે ખબર પુછતી–જઇ ઉભી ત્યારે તેણીમાં થયલા અદભુત ફેરફારથી તે વિધવા ફાટીજ ગઇ! અજાયબી અને ગુંચવાડાની એક ભેગી ગુંગળાયલી ચીસ તેણીના મુખમાંથી બાહર પડી ગઇ!

“માઇ ગૉડ! મેહરાં, તું કેટલી ફીકી ને માંદી જણાયછ!” રતાંએ પોતાનાં બીછાણામાંથી પોકાર્યું.

મહેરાં તેની વ્હાલી ફઝીનના બીછાણા આગળ ગઇ અને તેણીની ગરદન આજુબાજુ હાથ વિંટાળી તે એક દલગીર, ફીક્કાં હસવાં સાથે બોલી, “મ્હારી ફીકર તહને કરવાની કંઇ જરૂર નથી, રતાં. જરા સાંજના,” તેણીના અવાજને સ્થિર રાખતાં તે બાપડીને એક જીગરતોડ કોશેશ કરવી પડી; “ગઇ કાલે સાંજના મ્હારો એકાએક જીવ બગડી આવ્યો’તો, તેથી તને કંટાળો આપવાને બદલે સીધી મ્હારાજ રૂમમાં કપડાં કાઢ્યા વગર જઇ પડી’તી. હવે હું તદન વૅલ છેઉં; તું કેમ છે? તહારી શું ખબર છે?”

“ઘણીજ સારી,” તેણીએ કહ્યું. તેણીની ફીકરો થોડાજ વખતમાં તેનાં બેદરકાર અને બેફ્દર ચેહરા ઉપરથી ઉડી ગઇ, જેને બદલે એક મીઠડું હસવું તેણીનાં ગાલો ઉપર રાજ્ય કરી રહ્યું, “તું કંઇ જાણેછ? આજે બેહરાંમ આપણે ત્યાં આવ્વાનો છે. પેલા કાવસ કાંસોત્મા સાથે બપોરના આવ્વાના છે, એમ ચીઠ્ઠીમાં લખેલું

છે. જરા મજાહ પડશે. આપણે એક નાની જેવી ટીપાર્ટી કરશું. તને ગમશેની, ડીકરી ?"

"હા-ઘણુંજ," મેહરાંએ બેધ્યાનપણે જવાબ દીધો—તે જવાબ કે જે જબાંથી બાહર કાઢતાં તે બાપડીનાં ગળાં ઉપર છરીજ ફરી.

"મેં જીવણબાઇને બધું કહી મુકેલું છે," એક બીલાડીના જેવી અંધી આંખે તે નિરદોષના ચેહરા ભણી ટીકીટીકી જોતાં, તેણી ઉપર તેના બોલવાની કેવી અસર થાય છે તે તપાસવા, રતાં બોલી. "એવણને હાથનાં ચાપટ ઘણાં સવાદદાર થાયછ. ચાપટ અને મળાહનાં ટીખ્ખાં ભજ્યાં એવણને બનાવવાની મેં વરદી આપીછ; ને મેહલી, તને હારા નાજુક હાથે એ લોકને વાસ્તે ચાહે બનાવવીજ પડશે. નહી—ના નહી ચાલશે. મ્હારી એકપુરી કઝીનમાં બી કેવું મીઠું છે તે મ્હારા ભવિષ્યનાં વરને દેખાડવા હું ઘણી આતુર છેઉં."

બીચારી મેહરાં! તે શું જવાબ દે? એક ઊંડો નિસાસો નાખી તે, કાંઇ બાહણું કાઢી, ત્યાંથી ઉઠી ગઇ અને પોતાનાં રૂમમાં જઇ સોફા ઉપર લાંબી છટ થઇ પડી. આહ! તે આવતો હતો! પોતાનાં વાહલાં પાસામાંથી છટકી ગયલો તે વાહલો જવાન એક બીજીને ખુદ તેણીની નજરો સન્મુખ પોતાની બાઠમાં લેવા, તેણીનાં કળ ખાતાં જીગરને વધુ કળતું કરવા, બપોરના તેઓનાં મકાને આવતો હતો! ઓ, તે કંઆળ વખત, જે જોવા તે બીચારી જન્મીજ નહી હતે તો કેવું સારૂં થતે!

તે મહેરાં માટે એક ઘણી અઘડી કસોટી હતી. તે દિવસે બપોરના, આખ્ખા દિવસની તાલાવીસ પછી, કાઉ અને રવાંની સાંમે, બેહરાંમને તદન શાંત ચેહરે જઇ મળવાની તે એક વગર શક ઘણી કઠણ પરીક્ષા મહેરાં કાજે હતી.

તેણી ગઇ. ઘણાજ સાદા અને અચ્છા ટેસ્ટથી સજાયલા ડ્રેસમાં તે મ્હધુરી પોતાના ચહેરાને ઘણી સાબાશી ભરેલી રીતે સ્થિર અને મક્કમ રાખી તે નાહના સુઘડ ઓરડામાં મખમલી પગલે દાખલ થઇ. તેણીની નજરે પહેલ્લો બહેરામજ પડયો, જે રતાંની પાસે પોતાના બુટના ટોને ટીકતો અને હાથનાં આંગળાંમાં રૂમાલને 'નર્વસ્લી' વિંટાળતો બેઠો હતો; એક નાહના નેટરનાં સ્ટુલ ઉપર તે વિધવાના ચ્હેરા ઉપર આતુર નજર નાંખતો કાવસ હાંસોત્યો તેણી સાથે ચાલુ પટપટારો કરી રહયો હતો. તે દેખાવથી મહેરાં ગભરાતથી જરાબી નરવસ થઇ નહી. લગાર મક્કમ દીસે તેણી તેઓ સન્મુખ હસ્તે મુખડે જઇ ઉભી.

"ઓ તુ આવી!" રતાં તેણીને જોઇ મોટે સાહદે હસાં ખુશાલ જીવે બોલી. "આટલો વખત કાંહ હતી? વાર જોતાં બધાં આદરાં સીનાબી સરી ગયાં! બેહરાંમ, આય મહારી સૌથી મીઠ્ઠામાં મીઠ્ઠી, બેહનથીબી આલે, કઝીન મેહરાં, ને મેહરાં, આય મી. બેહરાંમ કરંજ્યા, મ્હાગ ભવિષ્યના વર!" તે લુચ્ચી કપટી છોકરીએ કાંઇ એવા તો સાહદથી બન્નેને ઓળખાવ્યાં કે તે બન્નેનાં દુઃખી જીગરો પોતે કેવી દફેરી હાલતમાં હતાં તેનો ખ્યાલ કરી, નાશીપાસી અને નાઉમેદીથી તદન ઠંડાગાર થઇ ગયાં!

તે બેઉની નજર એક થઇ—તે નજર કે જે અરસપરસનો વિચાર અને લાગણી ખુલી રીતે તે બન્નેને જાહેર કરતી હતી! અને તદન કાંઇ નહીજ બન્યું હોય તેમ..આજેજ તેઓ પહેલવહેલાં મળતાં હોય તેવી રીતે તે વિખુટાં પડેલાં વાહલાંઓનાં ઠંડાં બરફ જેવા હાથ એકમેક સાથે દબાયા, અને બીજીજ પળે—રે, અફસોસ, બીજીજ ક્રુર પળે છુટા થઇ ગયા!

---

## પ્રકરણ ૬.

—•—

રતાં ઘણી નાશીપાસ થઇ. તેઓના મેળાપ વખતે તે બન્નેના ચહેરા ઉપર ફીકાશ અને કંગાલ્યત જોવાની આશામાં હતી અને તે બાબે એક ક્રૂર ટકોર કરી મહેરાંને વધુ પજવવા તે માગતી હતી પણ તેને બદલે તેઓનો શાંત અને કાંઇ નહી બન્યું હોય તેવા સ્થિર ચહેરા જોઇ તે કપટી વિધવા હકબાહર ન મુદ્દાદ અને નાશીપાસ થઇ.

"હું તમને જોઇને ઘણી ખુશી છેઉં, મી. હાંસોત્યા;" એહરાં-મને શેકહેન્ડ કર્યા પછી કાવસ તરફ હાથ લંબાવી મહેરાં ઘટતા ટેકદાર અવાજે બોલી. "મ્હારી કઝીન તરફની તમારી કાળજી માટે હું ઘણી આભારી છેઉં."

"એમાં આભાર જેવું કશું નથી, બાનુ" મહેરાંને શેકહેન્ડ કરી કાવસ સાદાઇથી બોલ્યો. 'ઉલટો અત્રે એવણુની સન્મુખ હાજર થવાની મને પરવાનગી આપી એવણે મને આભારી કર્યોછ!"

"મહેરાં, મ્હારા એહરાંમને એ મી. હાંસોત્યાની પેલી એવણુની લાયકીની વાત કેહની!" મહેરાં ભણી ફરી રતાં લગાર ટકોરભર્યા સાદદે બોલી. "મને આગમાંથી મરતી બચાવી તેની અદ્ભુત બાહદુરીનું બયાન તું મ્હારા ભવિષ્યના ભરથાર આગળ તો કર. મને તો બધું કહેતાં નહી આવડતું!"

કાવસ હાંસોત્યો તે વિધવાના ઠંડા તિરસ્કાર ભર્યા શબ્દો સમજી લોહીનો એક ઘૂંટ ગળી ગયો. ને તે છોકરી ભણી કાંઇ એવાં તો ખેંચાણે ખેંચાઇ રહ્યો હતો—તેના જીગરમાં તેણી માટે કાંઇ એવી તો લાગણી જાગ્યા થઇ રહી હતી કે—આવાં ખુલ્લા એક શું પણ

હજારો અપમાન મુંગે મોઢે સહન કરવાને તે તેયાર હતો. બાપડો તે! તેણીની સાથની આટલી ટુંક દોસ્તીમાંજ તે, તેણી કેટલી હ-દની પરાયાં તરફ ઠંડી અને કુર હતી તે, અનુભવી શકયો હતો.

મહેરાંએ બેહરામનાં મુખડા ભણી હીંમતથી—જાણે તેને પણ હીંમત આપતી હોય તેમ—જોઈ ઘણાજ ટુંક અને સાદા શબ્દોમાં શીરીનબાઇને ત્યાંની પાર્ટીનાં રંગમાં થયલા ભંગની વાત કહી.

"બેહરામ, તમને કાંઇ ગાતાં આવરડેછ?" બેહરામનો હાથ પોતાનામાં લઇ તેણીની ચશમો પ્યારથી તેનાં ફીક્કા ચેહરા ઉપર ઠેડવી રતાંએ પુછ્યું. "ઓ! ના ના કેહતાં. તમે એવા તો ખુબ-સુરત છેઓ કે તમારો સાહદબી મીઠ્ઠો હોવોજ જોઇયે. ઓહ હું તમને સમજવા કેવી આતુર છેઉ?"

"હું દલગીર છેઉ, મીસ અવા—રતાં," બેહરામે જવાબ દીધો. "પણ મ્હારેથી મુદલ ગવાતું નથી. બાહરગામની રખડપતીએ મ્હારો સાહદ મુદલ બગાડી નાખ્યોછ. તે ઉપરાંત," તેને કાંઇક ફાંસી કરાંજી હસીને વધાર્યું, "તમો લોક બધાં જાણોછ કે હું મ્હારા મામાના શોકમાં છેઉ!"

"ઓહ, નેવર માઇન્ડ!" અહીં કાઉ હાંસોત્યાએ પોતાનું નાક વચ્ચે ખોસ્યું. 'બેહરામ નહી ગાતો તો કાંઇ નહી. મહેરાંમાયને કહો કે એવણ એવણનાં સુરીલા કંઠે આપણને રીઝવે."

"હા, મેહ—મીસ મેહેરાં માય, તમેજ જરા મ્હારી વતી ગા-ઓની કે તમારા કઝીન રાજી થાય?" બેહરામે હીંમતથી મહેરાં ભણી ફરી સુચના કીધી.

"ઓહ યસ, મહેરાં, ડુ! તને ગાવુંજ પડશે." રતાંએ પોતાના

ભવિષ્યના વરને ટેકો આપ્યો. "એમ તમો બધાંએ મને નારાજ કરવી નહી જોઇયે. ગો ઑન, મહેરાં," તેણીએ હુકમ કરતી ઢબે વધાર્યું.

મહેરાં એકબી શબ્દ ઉચાર્યા વગર ઉઠી અને તે નાના ઓરડાનાં એક ખુણામાં બારી આગળ પડેલાં એક હારમોન્યમ બણી જઇ તેને ઉઘાડયું. તેણી તે ઉઘાડતી હતી તે દરમ્યાંન એક ખુરસી તેણીને આપવાનાં બાહણાં હેથળ બેહરાંમ ઉઠયો; અને એક 'થેંક્યુ' સાથે સ્વીકારી તેની ઉપર તેણી વજાડવા બેઠી ત્યાંસુધી તે તેણીની આગળ ઉભો રહયો.

તેણીએ વગર ધ્રુજતા હાથે હારમોન્યમ પ્લે કરવાનું શરૂ કીધું.

"બેહરાંમ, બેસોની," બેહરાંમને મહેરાંની પુઠે ઉભેલો અદેખાઇનાં અંગારથી તપતી આંખે નિહાળતાં રતાં ધીમા સાહદે બોલી. પણ કમનશીબે—હારમોન્યમના અવાજને લીધે—તે સાહદ બેહરાંમના કાનને પુગી શકયો નહી.

"એવણુને ત્યાંજ રહેવા દેઓની—કદાચ પાસે ઉભું રહી ગીત સમજવા ગમતું કરે." કાવસ હાંસોતયો જે બેહરાંમની ખાલી જગા ઉપર આવીને ગોઠવાયો હતો તે, રતાંના કાન ઉપર પડીને બોલ્યો.

રતાંએ નારાજીથી ખભા ચઢાવ્યાં.

"રતનબાઇ, હું આજે તમારી મોલાકાતે આવ્યોછ તેથી તમે મ્હારી સાથે નારાજ છેઓ ?" જરા વારે તેણે ધીમા સાહદે પુછયું.

"નહી, જરાબી નહી."

"પણ તમારો ચેહરો મને એમજ કહેછ."

"ત્યારે તમે તદન નબળા ચહેરાના પરીક્ષક છેઓ."

" શું ત્યારે ત્હમે આજે મને અહીં જોઇને અચ્ચીતજ ઘણાં ખુશી છેઓ ?"

રતાં દાવરે જવાબ કર્યો નહી. તે એક બીલાડીનાં જેવા ચળકતા ડોળે મહેરાં અને બેહેરામનું માંજણું તપાસતી ચુપ બેઠી.

"આપણી વચ્ચે ઓળખાણ વધે અને આપણા વચ્ચે ચાલુ એખલાસ રહે એવું જોવા હું ઘણો આતુર છેઉં." તેણે જારી રાખ્યું. "પણ ત્હમે એટલાં બધાં આતુર જરાબી જણાતાં નથી."

"તેમ માનવાને મેં ત્હમને કશુંબી કારણ નથી આપ્યું." રતાંએ ફરી ચટકીને કહ્યું. "અમઠા એવા વાહીયાત બકારા કરવા કરતાં આય ફાંકડું ગીત ચાલેછ તે ઉપરજ ધ્યાન આપો."

કાવસ આય બીજી મરતબે લોહીનો ગોટ ગળી ગયો. તેણીનાં તે ઠંડા અપમાનભર્યાં શબ્દોથી તેનું જીગર ઘણું વધારે ભેદાઇ છેડાઇ ગયું—તે વધારેજ બાતેનથી જખ્મી થયો, પણ તે ચુપ રહયો. તે તારૂણીના સરેદ ખુબસુરત ચહરા ઉપર જાસ્તીજ વખાણની નજર નાખી તે એકબી શબ્દ વધુ બોલ્યો નહીં. તે તે વિધવાના પગથી માથાં વેહર પ્યારમાં પડ્યો હતો, અને તેણીને હરકીતમે રાજી રાખી—તેણીના ચાલુ સમાગમમાં આવી તેણીનું દીલ જીતી લેવા તે માંગતો હતો. તે કાંમ તેને પેહલાં ઘણું સહેલ્લું લાગ્યું. પણ અફસોસ! પાછળથી તે જાણી શકયો કે એક ઠંડી અબળાનું પોતાના ભણી મન ફેરવવાનું કામ, ઉછાળા મારતા તોફાની ભર દર્યામાંથી સહીસલામત રીતે બાહર કીનારે આવવાના ધાસ્તીભર્યાં કાંમથીબી જ્યાદા મહેનતથી ભરપુર હતું.

એ દરમ્યાન મહેરાંએ—પોતાની ખુરસીના હાથાને અઘેલી બે-

હરાંમ ઉભો હતો એવું વીસરી જઇ, તે ગીત ગાતાં પોતે પોતાની લાગણી જાહેર કરતી હતી તેનું ભાણ ભુલી જઇ, એક ગીત ચુંટીને ગાયું.

વાહલા તુંજ વિના ભટકું
દીવાની સમ રખડું-કહે તુંજનાં વિલાપમાં કાંઇ જઇ વસું ?
સુખમાં સંભાલનારા—દુઃખના કાપનારા.
ગુમ થયો તું કાંઇ ઓ જાની ?
તુંજ વિના ટવળું, વાહલા—મીઠી ગોદમાં દબાવા.
આ દુન્યા તમામ અકારી રે.

તેણીએ તે તદન અંજાણપણામાં ગાયું, કાંઇ એવા દુઃખભર્યા જુસ્સા અને અસરકારક સાહદે કે તેણીનો એકએક શબ્દ એક ગોળી મીસાલ બેહરાંમના જખમી જીગરને લાગ્યો. તેનું હૈયું છેક ઘણાં ઉંડાણથી કળ ખાવા લાગ્યું અને 'ઓહ !' નો એક ઉંડો નિસાસો તેણે ફેંક્યો.

"બસ કર, મહેરાં ! ખોદાને વાસ્તે બસ કર !" તેણીને તે ગીતની પહેલ્લી લીટી 'રીપીટ' કરતી જોઇ તે હાંફતી છાટીએ તેણીના કાન આગળ બડબડયો અને પછી જીગરની વેદના નહીજ ખમી શકાતાં તે બાપડો બારીએ, બાહરની તાજગીભરી હવા પોતાના તપેલા મગજ ઉપર લેવા, જઇ ઉભો.

રતાંએ ઘણી બારીકીથી તે હીલચાલ તપાસી હતી અને એક કૃર સંતોષનું હસ્યું તે હસી. કીનો ! હા, હવેજ તેણીએ જોયું કે જે કીનો તેણી લેવા માંગતી હતી તે તેણીએ બીજીજ રીતે [illegible] લીધો હતો.

મહેરાંનું બાતેન બધું બળીજળીને ખાખરાખ થયું. અને પોતાની જીંદગીને તેણીએ ખરાં જીગરથી આપ દીધા, એમ વગર વિચારે આવું લાગણી દુઃખાઉ ગાયણુ ગાવા માટે. ઓ! તે કેવો દુઃખી થતો હતો? તેણીની આંખમાં ધસી આવતાં આંસુઓ તેણીએ ઘણી સંભાળથી ઘોબાડયાં. અરેરે! તે બીચારો તેણે તેણીના સુખનો ભોગ લીધો હતો એવું વિચારી કેવું દુઃખ પામતો હતો! જો ફક્ત થોડા જ દીલાસાના શબ્દો તે અત્રે તેના કાનમાં રેડી શકતી હતે! ફક્ટ એકુ બે બોલોજ તેના ભાંગીને ભુકો થઇ ગયલાં અં કરણને પાછું સાંધવાને મા? તે કહી શકતી હતે! કોઇપણ તરકીબે તેના સોહરાઇ ગયલાં મુખ ઉપર પાછું કુદરતી હસ્તું લાવવા તેણી સામર્થ્યવાન થઇ શકતી હતે! રે, તેનો ને મુંગો જાલેમ સંતાપ તે દયાળુ વાહલી છોકરીથી ખુલ્લી આપે જોઇજ શકાતો ન હતો. તેનું બાતેનનું જાલેમ દુઃખ તેણીથી દેખીજ શકાતું ન હતું.

આયંદે તે સંતાપજનક મોલાકાતનો છેડો આવ્યો—એકુ બે કલાક પછી તે બન્ને પહરોણાઓ જતા રહ્યા, અને આવી સઘળાંની મનની સ્થિતિ વચ્ચે તે નાનકડી 'ટીપાર્ટી' બરખાસ્ત થઇ.

"કેવી મજાહ પડી હું, મહેરાં," તેણીના પહરોણાંઓની વિદાયગીરી પછી મહેરાંની પાસે આવી બેસતાં રતાં મગરૂરીથી ફુલી ફાટી જતાં નરકોરાંએ હસીને બોલી. "મહારી જીંદગીમાં આવી સરસ સાંહજ મેં આજેજ પસાર કીધીછ. ઓ! બધું કેવું 'લવલી' ને જીંદગી સુધી યાદ રહી જાય તેવું બન્યું! પણ ખરા જો, મેહરાં, એક ચીજ તને કહેતી હું તદનજ વિસરી ગઇ. તું હારા ઓરડામાં હતી ત્યારે મને બેહરાંમ સાથે અમારાં લગન બાબેની વાતચીત થઇ'તી. એ લગનને માટે ઘણો આતુર છે, અને જેમ બને તેમ જલદી થ-

વલાં જોવા ઇચ્છેછ. અમો લોકોએ મહિના દાહડામાં મુંબાઇ જઇને લગન કરવાનો વિચાર રાખેલો છે. એને એનાં મમા સાથે થોડાક વરસ ઉપર કાંઇ ચોક્કસ કારણુસર તણુપાંચ થઇ હતી, જેને લીધે એને કેટલાં વરસો સુધી દેશવટો ભોગવવો પડયોછ. પણ હવે બધું સમાધાન થઇ ચુકુંછ, એ મ્હારી આગળ બોલ્યો'તો, અને એ એવણુનીજ ઇચ્છા છે કે અમે મહિના દાહડામાં મુંબાઇ જઇ લગન કરી પરવાડી જઇએ. પરમ દિવસે મેં મુંબાઇ જવાનું નક્કી કીધેલું છે, એ તો આજની રાતેજ પાછો મુંબાઇ જવાનો છે ને માહરે માટે તાજમાહલમાં ગોઠવણુ કરવાનો છે. તુનેબી માહરી સાથે આવવુંજ પડશે હું, મહેરાં."

"ઓ નહી! ઓ નહી! મને માફ કર!" જુસ્સાથી ઉશ્કેરાઇ આવી મહેરાંએ દુ:ખથી પુકાર્યું. "તું જાણેછ કે સુરત છોડી કેઠે બાહર જવાનું મને ભારી દુ:ખ છે ને—ને—મને મુંબાઇ જરા થઇને ગમતું નથી."

"તોબી તને આવવુંજ પડશે. ત્હારાથી ના પાડી શકાશેજ નહીં." તે વિધવાએ કહ્યું; પછી ગુસ્સાથી વધાર્યું; "હું મુંબાઇ જેવાં શહેરમાં એખલી પડશ તેનો કંઇ તેં વિચાર કીધો ? તે ઉપરાંત કપડાંચપડાં દરદાગીના લેવા કરવાનું, તે મ્હારે એખલીથી કેમ બની શકે ? હું કેટલી નાજુક તબ્યતની છેઉં, તે તો તું સારી રવેશ જાણેછ, ત્યારે ના પાડતાં તને લજવાવું જોઇયે. એટલી બધી હદની એકલપેટી બનવા માટે ત્હારે શરમાવું જોઇયે."

મહેરાંની આંખમાં આંસુઓ ધસી આવ્યાં.

"એકલપેટી નથી બનતી, રતાં." મહેરાંએ કરગરેલા સાહદે

કહ્યું "પણ મને મુંબાઈ જવાજ નથી ગમતું. તે ઉપરાંત પૈસાનો કંઇ વિચાર કીધો ? હોટેલનો ખરચ આપણાથી કેમ આપી શકાશે?"

"તેની સાથે તને કંઇ લાગતું વળગતું નથી," રતાંએ તોછડાઇથી જવાબ દીધો. "બહેરાંમ એ બધું સંભાળી લેશે. મહેરાં, અમથી એમ આડી ના થા. મ્હારી સાથે મુંબાઇ તને જરૂર આવવાનુંજ છે."

પણ આ પહેલીજ રતાંની માગણી મહેરાંએ સ્વિકારી નહી, તેણી પોતાની નાન ઘણી મક્કમ વળગી રહી અને જો કે રતાં રડી, પોતાની હલકી ખાસ્યત મુજબ મહેરાંને ધમકાવી અને વળી પાછળથી માફ માંગી તેણીના ઘણા કાલાવાલા પણ કીધા, મગર મહેરાં એકની બે થઇ નહીં. પોતાની જીદ્દનેજ ઘણી ચીવટાઇથી વળગી રહી.

"શીરીનબાઇ દુબાશ મુંબાઇ જવાનાં છે એમ એત્રણ તે દિવસે બોલ્યાં'તાં." આખરે મહેરાંએ સુચવ્યું. "તે તું એત્રણ સાથે ગોઠવણ કરી શકશે. મને તો, બા, માફ કર. મુંબાઇ નહીજ જવાનો મેં નક્કી વિચાર રાખેલો છે."

અને તે ત્યાંથી જતી રહી. પોતાની જીંદગીમાં, પોતાના જીવથી બી જયાદા વાહલી કઝીનને, પહેલ્લીજ વાર નારાજ કરી તે અભાગણી છોકરી ત્યાંથી પોતાનાં રૂમમાં જવા ચાલી ગઈ.

બીફ્રી મુફ્લેસ તે મધુરી! એકવાર પાછી એકંતમાં પડતાં દુઃખના જાલીમ વિચારોના રોલ તેણીનાં કોમળ મગજ ઉપર ધસી આવ્યા. પોતાની આશાના ભંગ થવાનો ખ્યાલ હવે તેણીને આવતો ન હતો, તે વાહલા જવાંનની એક નજીવી ભુલથી તેણીની જીંદગીની સર્વાંમ ભુલ વળી ગઇ હતી તેનો વિચાર તેણીને થતો ન હતો, પણ તે વાહલાનો દુઃખી નખાઇ ગયલો ચેહરો, તેના એક વખતના ખુબ-

સુરત જવાન ચહેરા ઉપર છવાઇ રહેલી મોહત જેવી ફીકી લાગ-ણીઓનું સ્મરણ થતાં તે બાપડીને ભમરી આવવા લાગી અને તેણીએ નવેસરતું એકાંતમાં મુગું કલાંપીત કર્યું.

રે, આ બોહળી ધરતી પર શું એવું કોઇજ હસ્તી ધરાવતું ન હતું કે જે આ વિલાપના વમલમા વિટલાયલી નાની બાળાને પ્રીતથી પોતાના પાસ્સામાં દાબી દીલાસો દઇ શકે! ખચીતજ નહી. તે દુન્યાની દયા ઉપર છુટેલી દુર્ભાગણીનું એવું કોઇજ વાહલું નહતું કે જે તે બીચારીને હેતથી હૈયાં સરસી દાબીને, તેણીનાં કાનમાં દીલાસાનાં સખુનો કહી, ઘણું નહી ને થોડું પણ તેણીનું બાતેનનું દરદ —તેણીના મનની ભયભીત બીમારી—કમી કરી શકે.

મહેરાંની માગણીને માન આપીને શીરીનબાઇ દુબાશ રતાં સાથે મુંબાઇ ગયાં. જો કે એવણ મુંબાઇ તો જનારજ હતાં, પણ સુરતથી એટલું જલ્દી ઉપડવાનો તેવણનો ઇરાદો ન હતો. તે છતાં તેવણની માનીતી મહેરાંને ખાતર, તેવણે બે ત્રણ દિવસ જલ્દી જવાનું નક્કી કર્યું.

અને તેઓ ત્યાં તાજમાહલ હોટેલમાં જઇ ઉતર્યાં—એક બાદશાહી ખરચ સાથે મુંબાઇમાં જઇ તે બેઉ અબળાઓએ તે મોટાં હોટેલમાં ઉતારો લીધો. બેહરાંમ હવે તે હોટેલમાં ન હતો. તે તો પોતાની વાહલી જનેતાની સાથે જઇ વસ્યો હતો. તેણેજ રતાંને લગતી હોટેલની ગોઠવણ કીધી હતી અને દરેક રીતનો ખરચ આપવાનુબી તેણેજ માથે રાખ્યું હતું.

કાવસ હાંસોત્યો પણ બહેરાંમની સાથેજ મુંબાઇ ધસ્કાઇ આવ્યો હતો. તેણે જેવું તેની મારફતે જાણ્યું કે રતાં બે ત્રણ દીવ-

સમાં મુંબાઇ જનાર હતી તેવુંજ બહેરાંમ સાથેજ મુંબાઇ ઉપડી આવવાની તેણે તૈયારીઓ કીધી અને રતાંનાં મુંબાઇ આવ્યા પછી રોજ તેણીને મલવા હોટેલમાં ધકેલા ખાવા લાગ્યો.

શીરીનબાઇની ચતુર આંખે મામલો શું હતો તે પામી જતાં વાર લાગ્યો નહી. તેવણ સારી રવેશે સમજી શકતાં કે રતાં તેણીનાં ભવિષ્યના ભરથારને જાનોનીસારથી ચાહતી હતી, જ્યારે તેના બદલામાં તેવીજ લાગણીઓના જવાબ બહેરાંમ કરતો હતો નહી. વધુમાં તેવણ એટલું બી—બહેરાંમ સાથનાં, મુંબાઇ આવ્યા પછી, થોડા ઘણા સમાગમથી—ચેતી જઇ શકયાં કે તેની ગંભીર આંખના છેક હેઠાણમાં કંઇ અગાધ દુઃખનો જમેલો જમા થયલો હતો.

કાવસેબી ઘણા ગુસ્સાથી બહેરાંમની બાતેનની ઠંડી લાગણીઓ, દીવસ ગયા તેમ, પીછાણી. રતાં તરફ આટલી બધી કરૂર ઠંડી વર્તણુંક ધરાવવા માટે તે તેને માફ કરીજ ન શકયો અને તેની ભણી રતાંની તોડફોડ ભરી વર્તણુંક છતાં, તે તેણી માટે દયાર્થી ખરે મને દાઝી ગયો.

"એ કમબખ્ત બહેરાંમ દુન્યાની એક સોથી ખુબસુરત છોકરીને પરણવાનો છે, તેને બદલે જાણે પોતાની ફાંસી માટે તૈયારી કરતો હોય એવું બુલડોગ જેવું ડાચુ લઇને કાંય ફરતો હશે ?" એક દીને ઓખલાં પડતાં શીરીનબાઇ આગળ તેણે ફરીને પરીઆરો કીધો. "જ્યારેબી એનું એવું ગંભીર ડાચું જોઉંછ, ત્યારે મારાં પેટમાં તો કંઇ આડાં ઉભાં દોડેછ એટલાં ચોડાં. એ છોકરીને કમને પૈસાને ખાતર પોતાની મોહરદાર કરવા માટે જો હું એનો જાન લેઉં તો બી માફ ગુનાહ કહેવાય નહીં."

શીરીનબાઇ દુઆશે હસીને તેનો બરડો પસ્વાડયો. તે હાનવ બાઇને એ ઉછાછળા જવાન કાવસનાં બાતેનમાંબી કેવી કેવી લાગણીઓ વસી રહી હતી, તે જાણી લેતાંબી ઝાઝો વિલંબ લાગો ન હતો.

"ખચીત મને એ 'સ્કાઉન્ડરલ' ઉપર ઘણીજ ચીડ ચઢેછ." કાવસે ઉશ્કેરાઇ પેટ ખાલી કીધું. "કેવો કદ્રૂપો ને કઢંગો એ તેણી ભણી છે! જ્યારે તેણીને ખાતર દુન્યાનો કોઇબી જવાંન પોતાનો વાહલો જાનબી આપવા તેયાર થઇ જાય!"

"તેમાના તમેબી એક ખરા કે?" શીરીનબાઇએ ટકોર કીધી.

"અલબત," તેણે જવાબ દીધો, પછી ઝટ હઇ પોતાની બાતેનની લાગણી જાહેર કરી દીધી "શીરીનબાઇ, એના જેવી કોમળાંગીને પરણવાને ખાતર ધરતી અને આભ જો એક થઇ શકતાં હોય તો તેબી બજાવવાને હું તૈયાર છેઉં. હું એની સાથે પગથી માથા વેહર પહેલીજ નજરે પ્યારમાં પડયો છ."

તે બાઇએ દીલસોઝીથી તેણી ભણી જોયું.

"પુઅર બૉય!" તેણી બોલી "હું ત્હારે માટે દલગીર છેઉં. રતા બેહરાંમ સાથે પ્યારમાં આધગી છે અને એ જરૂર એનેજ પરણશે. ત્હારે માટે હું કોઇબી ખોલ્લો રસ્તો જોતી નથી."

"તેમજ છે," તેણે દલગીરી અને નાશીપાસીથી ધ્રુજતા સાહદે કહ્યું. "નથીબ મ્હારાં!"

તે આખી સાંજ કાઉ ઘણોજ ઉશ્કેરાયલી હાલતમાં આમથી તેમ ભટકયા કીધો. આજ સુધી તેની ધારેલી કોઇબી ચીજમાં તેને નાશીપાસ મળી ન હતી, અને અત્યાર સુધી કોઇબી ચીજ

મેળવવાનાં તેણે એટલાં બધાં ફાંફાંમ્બી માર્યા હતાં નહોતે એક હોશયાર, પૈસાદાર અને ખુબસુરત જવાન્યો હતો અને તેણે વિચાર્યું કે જ્યાંસુધી રતાંને મેળવવા તે સામર્થવાન થશે નહી, ત્યાંસુધી એ તેના સઘળા ગુણો તેને માટે કુચ બીસાટમાં નથી. તેની ઉપોગી સારી આશા આપતી જીંદગી, તેણે માન્યું, કે રતાં વિના ખાલી ફળફળાદી વગરના રણ જેવી હતી.

બીજી સાંજે કાંઇ પક્કા નિશ્ચયથી તે રતાંને મળવાં ગયો. તેને ખબર હતી કે શીરીનબાઇ રતાં આગળ તે સાંજે રહેનાર ન હતાં, અને તેનો લાભ લઇ તે એક દ્દઢ વિચારે તે દીલજીત વિધવાને ભેટવા ગયો.

રતાંએ ઘણા કમને તે અણગમતા પહેરોણાને આવકાર આપ્યો.

"શીરીનબાઇ તો બાહર ગયલાં છે," તેણીએ તેને એક ખુરસી ઑફર કરતાં કચવાયલા સાહદે કહ્યું.

"હા, તે હું જાણુંછ," તે ખુરસી રતાંની લગોલગ લઈ જતાં તેણે કહ્યું; પછી વધાર્યું, "પણ હું તમને મળવા માંગુછ, રતાં-રતનબાઇ હું ખાસ તમુનેજ મળવા આવ્યોછ; તમારી સાથે એકાંતમાં વાત કરવાની મને ઘણી જુજ ટકો મળેછ તેથીજ હું આજે આવ્યો છ. રતાં, હું તને બચાવા માગુંછ, જો તું મને તેમ કરવાની રજા આપતી હોય તો !"

"બચાવા !" અજાયબીથી પોહળી પટાક થતી આંખે રતાંએ તેના શબ્દોનો પડઘો કર્યો "શાથી ?"

"એક શખ્સ કે જે તને નથી ચાહતો તેની સાથે પરણી જીગજુગની કંગાલ્યત અને હળીક્રતામાંથી હું તને ઉગારવા માગુંછ."

કાવસ તે જુસ્સાદાર શબ્દો બોલી ગયો, પણ તેની અસર તેણી ઉપર ઘણી કાતીલ થયલી તેને દીસી. તેણીનો ચહેરો એકાએક બદલાઇ ગયો, અને સફેદ ચાદર જેવો શીક્કો થઇ ગયલો તેને દેખાયો. તેણીના ચહેરા ઉપર એકાએક ધાસ્તી પ્રગટ પડેલી તેણે જોઇ. તે તેનાથી દેખી ન શકાયું. તે ઉઠયો અને પોતાના સઘળા જોરથી તેણીના ધ્રુજતા કોમળ કરો ધરવા જતો હતો તેટલાં એક નરમ હડસેલાથી તેણીએજ તેને દુર કીધો.

"મ્હારી નજદીક આવવાની હીંમતજ ના કરતા, હું તમને ધીક્કારૂંછ;" તેણીએ ઉશ્કેરાતથી હાંફતી છાતીએ ઘણાં ધીમા મગર કઠોર સાહદે કહ્યું. "જે તમે આજે બોલ્યાછ તે માટે હું તમને કદીબી માફ કરી શકવાની નથી. કદી, કદી, કદી નહી!"

તેણીના તે ગુસ્સાએ તેના દીલની લાગણીને વધુ ઉશ્કેરી મેલી. "હું એમ બોલ્યો કારણ કે હું તને ચાહુંછ, કારણકે હું તને દેખાડી આપવા માંગતો હતો કે એક શખ્સ ત્હારી દરકાર નથી રાખતો, તો બીજો ત્હારા પગ ઉપર માથું નાખવા તદન તૈયાર છે. ત્હારે ખાતર પોતાની જીંદગીનો ભોગ આપવા બીલકુલ રાજી છે." તેણે કહ્યું. "રતાં, જો તું પૈસાનો સવાલ લાવતી હોય તો તે મ્હારી પાસે ઘણા છે. તને અને મને સુખી રાખવા માટે તે તદન પુરતા છે. રતાં હું તને મ્હારા જીગરના છેક ઉંડાણથી ચાહુંછ. તને હું પુજુંછ અને તને હું ખચ્ચીતજ સુખી કરશ. વખત જતાં તુંબી મને ચાહતાં શીખશે. રતાં, બેહરાંમને વગર પ્યારે પૈસાને ખાતર પરણવાનો ઘેલો ખ્યાલ છોડી દે. એ તને સુખી નહી કરશે. જો તું મ્હારી સાથે પરણ, હું તને એક રાણી માફક રાખશ અને સુખી કરશ." તેનો અવાજ આજીજીથી અહીં છેકજ ધળી પડયો.

"જાઓ !" તેણીએ દરવાજા ભણી આંગળી કરતાં ઠંડા, જી-ગરને આરપાર ચીરી નાખતા, બરફ જેવા સાહદે કહ્યું. "જાઓ ! તમે મને પુરતું અપમાન કીધુંછ અને તે માટે હું તમને વધુ ધી-ક્કારૂંછ. એટલાથીજ સંતોષ પામી મ્હારી આગળથી એકદમ જતા રહો."

"તું હાથે કરીને કંગાલ્યતનાં ડાચામાં જવા માંગેછ ?" તે કગળી પડ્યો. "શું તે તને નથી જણાતું ? રતાં, વાહલી રતાં, મ્હારી સાથે ત્હારી જીંદગી ઘણી સુખી થશે. હું કસમ ઉપર કેહુંછ."

જવાબમાં તે જીગર વગરની દહાએ પાછો તેને દરવાજો બ-તાવ્યો. દયાને પાત્ર તે ! કચડાયલાં જીગરે, હડધુત અને અપમાનથી પશેમાન થયલો નશીબનો લીલો તે જવાન એક સરદ હાય ખેંચી ત્યાંથી ગુપચુપ નીચી મુડીએ ચાલતો થયો !

# પ્રકરણ ૭.

—xx—

દોરડી બળે પણ પોતાનો વળ નહી મુકે. ખચ્ચીતજ, તે મીસાલ એક સેહતાની ખસ્લતનો માનવ પોતાની જાલેમ જાત—ગમે તેવા ભલા બુરા સંજોગમાં તે સપડાઇ ગયો હોય તોબી—બતાવ્યા વિના રહેતો નથી. નસેનસમાં વહેતી જાલમાઇ અને ઝુહાકીપણું પોતે ગમે એવા સાંકડા વખતમાં આવી પડે છે તોબા એક સ્ત્રી કદીબી છોડતી નથી. કુદરત બાજે વખત તેવાંઓને એક મુંગો ફટકો મારે છે, તે-ઓની તે સહેતાન્યતથી ભરપુર ખસલત છોડી દેવા માટે; મગર તેવાં બુરાંઓ કોઇબી વખતે પાછો પોતાના હાથમાં લાગ આવતાં પોતાની તે જાત પર જવા વિના રહી શકતાં નથી. આ દુન્યાની કોઇબી જાલેમ ચીજ તે જાલેમ જીગરને અસર કરી શકતી નથી, અને આયંદે તેઓ કુદરતના એક છેલ્લાં મરણતોલ મુંગા મારનો ભોગ થઇ પડે છે.

રતાં દાવરમાં, ખરેખર, ઘણી હદની જાલમાઇ સમાઇ હતી. તે, સઘળું જોતાં ખરેખર, એક ઝુહાક સ્ત્રી હતી તેણીનાં પહેલા વરનાં રાજયમાં તેણીએ ઘણું સોસ્યું હતું, તે છતાં તેણી જરાબી હેઠી પડી ન હતી. લાગ આવતાં બાપડી મહેરાં ઉપર મક્કરકુંદી ચલાવ-વાને તેણી કદીબી ચુકી હતી નહી, જે આપણે આ વારતાનાં પા-ણાંઓ ઉપર વાંચી આવ્યા છીએ. ગયાં પ્રકરણમાંથી સેવટે તેણીની જાલમાઇનો એક નમુનો આપણે જોઇ ગયાં છીએ.

મુંબાઇ આવ્યા પછી ભલા શીરીનબાનું સાથેબી તેણીએ મક્કર ચલાવવા માંડયાં, તેવણ મહેરાં કરતાં રતાંને ઓછીજ ચાહતાં હતાં,

તોબી તે વાહલી નાહની છોકરીને ખાતરજ તેવણે રતાંને પોતાની કંપની આપી હતી. પણ જ્યારે તે ઉછાંછળી વિધવા તે બાઇની દરકાર કરવા નહી લાગી–તેવણ સાથે ખુલ્લી તોડછોડ વાપડવા માંડી– તેવણનું કહેલું ધ્યાન ઉપર નહી લેતાં છેક છકેલપણાની હદ ઉપર દોડી ગઇ, લોક તેણીની ભણી આંગળી બતાવા લાગ્યાં, ત્યારે આખરે કેટલા દિવસ રહી છેકજ કંટાળી જઇ મહેરાં ઉપર તેવણે એક તેડું,

'એ છોકરી દિવસ જતાં તદન વિખડતી જાયછ,' તેવણે કાગજમાં બળાપો કીધો, 'મ્હારા હાથમાં કે કાબુમાં મુદહલજ રહેતી નથી. દરરોજ કલાકોના કલાકો દુકાનો ઉપર ભટકી જે ગમે તે એખરો બેખરો દશ ગણા ભાવ આપી ઘસડી લાવેછ. આપરૂં તો કહ્યું જરા થઇને માનતી નથી. તેથી, દીકરા, ત્હમે જરૂર એને કશુંબી જણાવ્યા વગર નીકળી પડો. ત્હમારી ઘણી અગત છે. બધી સગવડ અહીં પુરતી છે. ઓસકાવા અચકાવાનું કશું કારણ નથી.'

અને તેણી નીકળી પડી. પોતાની તન અને મનની બેકરારી છતાં મહેરાં તુરત મુંબાઇ આવવા સુરતથી નીકળી પડી, અને સાંજના મુંબાઇ આવી ઉભી.

જ્યારે તે હોટેલમાં રતાં સામે જઇ ઉભી ત્યારે તેણી આગળ સર્વ જણા હતા, બહેરામ, કાવસ અને શીરીનબાઇ; અને તેણીની ઓચીંતી હાજરીથી શીરીનબાઇ સીવાય સર્વ જણા અજાયબીથી ચોંકી ઉઠયાં. રતાં તેણીનાં પહરોણાઓ માટે કપમાં ચાહ રેડતી હતી. તેણીએ ચાહની કીટલી ટીપાઇ ઉપર મુકી દીધી અને કપાળ ઉપર ગુસ્સા અને નામરજીના ચીલ્લા સાથે કમને પોતાની કઝીનને આવકાર આપવા અને તેણીને મલવા તેણી ભણી દોડી.

"એ એમ એકદમ અણુધારી કાંય નીકળી આવી ?" તેણીએ પોતાનાં કથોર અવાજને ચાલાકીથી હરતો અને નરમ રાખી પુછયું. "એમ દાબડામાંના ભુતની માફક નીકળી પડવાનું કંઇ કારણ ? મને અગાઉથી લખ્યું કાંય નહી ? તું જાણેછ તો ખરી કે હું એવી અચાનક અજાયબીઓને ખરાં મને ધીક્કારૂંછ, ત્યારે મને એક બે બોલ લખી જણાવ્યુંબી નહી ! જરા જણાવતે તો હું ઓરડાની સગવડ કરતે."

"ઓહ, રૂમની તું ફકર ના કર, રતાં." રતાંના ઠંડાપણા તરફ બખાલ કરી જઇ મહેરાંએ ખુશાલ ચેહરાએ કહ્યું. "હું તો ધારતી'તી કે કોઇબી ઘડીએ તું અહીં મ્હારી આવવાની આશા રાખતીજ હશે, કેમ જે શીરીનબાઇએ—"

"ઓહ યસ, મેંજ એને તેડાવી'તી," શીરીનબાઇએ તેવણુની તે વાહલી મીત્રણને એક ખુરસી ઉપર બેસવાની ઇશારત કરતાં વચ્ચે હોમાવ્યું. "તુંને મહેરાં જેવી કમ્પેન્યનની ખાસ જરૂર છે, રતાં; મ્હારા જેવું ઘરડું જપ બૈરૂં તદન નકામું છે. ચાલ સારૂં થયું આવી તો, દીકરા મહેર, અમો બધાં તને જોઇને ઘણાં ખુશી થયાં છ."

પોતાની મરજી ઉપરાંત મહેરાંએ પોતાની નજર ઊંચકી અને બહેરાંમના ગંભીર ચહેરા ઉપર જોયું. તે એક છુપું સંતોષ અને ખુશાલીનું હસવું હસ્યો—તે હસવું કે જે મહેરાંના કાનમાં 'હું ત્હારી હાજરી જોઇ હદ બાહર ખુશી છેઉં' એવા શબ્દો મીસાલ, ગણુગણુ કરી રહ્યું.

"અચ્ચીત, મીસ અવાસ્યાની હાજરીથી આપણે બધાં રાજી થયલાં છેયે." કાવસ હાંસોત્યાએ ખુશાલ નરકરા જીવે શીરીનબાઇના

બોલવાને ટેકો આપ્યો. "શીરીનબાઈ, હવે ત્હમારીબી મરજી સચ-વાશે," તેણે હસીને વધાર્યું, "અગો હવેજ ત્હમારી તરફ વધારે દયાળુ બની શકશું અને આવતા કાલનાં પરફોમન્સમાં ત્હમે આવ-વાની આનાકાની કરાછ તો હવે ત્હમને હમો બોહસ નહીંજ કરશું. મીસ અવાસ્યા ત્હમારી ખાલી પડેલી જગ્યા પુરી નાખશે. કેમ હવે તો ત્હમે રાજી થશોનાં કે ત્હમારી બપોરની ' જુનના મોહર ' જેવી કૈત્ર નહીં ખોહવાની ત્હમને ટક મળશે !"

"ખચ્ચીતજ, ખચ્ચીતજ." શીરીનબાઈએ હસીને કહ્યું. "મહેરાં, ખોદાનાં આશીરવાદ ત્હારા ઉપર ઉતરે ! તેં મને એક મહાભારત મુશીબતમાંથી ઉગારીછ."

રતાં કશું બોલી નહી. બેહરાંમ પોતાની જગા ઉપરથી ઉઠીને મહેરાં આગળ આવ્યો અને તેણી સાથે ટાહેલાંમાં પડયો. કાવસ રતાંને વાત કરવાનાં મુડમાં ન જોતાં, ફરજ્યાત શીરીનબાઇ સાથે ટાહેલાં કરવા પડયો. રતાં સઘળાંઓથી દુર એક ખુણામાં બેહરાંમ અને મહેરાંની વાતચીત અને ચેણચાળા તણાતા કાને અને કંગાળ નજરે તપાસવા લાગી.

કાવસ હાંસોત્યો—ઓહો અને નેકદીલનો તે જવાન !—તે ઘડીએ ઘણું દુઃખ પામ્યો. રતાંની બહેરાંમ બણીની વર્તણુંક જોઇ તે ઘણો વધારે બેદાયો છેડાયો. જો કે તે શીરીનબાય સાથે વાત કરતો હતો, તોપણ તેની પ્યાર માટે ટવળતી આંખો રતાંનાં સંગે મરમર જેવા સફેદ લીસા ચહેરા ઉપર ચાલુ ટીકાયલી હતી. તે હવેજ પામી શકયો કે મહેરાંનાં કારણે બહેરાંમ તેણી બણી ઠંડો હતો અને તેનાં તે ઠંડાપણાથી તેણીને બાતેનથી દુઃખી કરતો હતો.

તે બે પહેરોણુંઓનાં ગયા પછી મહેરાં સાથે રતાં આખ્ખો વખત ઉંચે મેડેજ રહી. મહેરાંએ તે ઉપર જરાબી ધ્યાન આપ્યું નહી, અને આખ્ખો વખત શીરીનબાઇની સંગતમાં તેણીએ પસાર કીધો. તે ભલી બાઇની માયાળુ સંગતથી મહેરાંના મગજ પરનો દુઃખનો બોજો ઘણે દરજ્જે કમી થયો.

રતાં છેક બીજે દીને બપોરનાં મહેરાં આગળ શીરીનબાઇનાં ઓરડામાં ભપકાથી તૈયાર થઇ, મહેરાં નાટકમાં જવા તૈયાર હતી કે નહી તે જોવા અને પુછવા આવી. શીરીનબાઇ તે વખતે બેહરામજે તે બે છોકરીઓને નાટકશાળામાં લઇ જવા આવ્યો હતો તેની સાથે બીજા ઓરડામાં ટાહેલાં કરવામાં રોકાયલાં હતાં.

"બાઇ ડીયર, તું આજે કેટલી બધી ખુબસુરત ને દમામદાર લાગેછ!" રતાંના એશકી આકારને પોતાની સાંમે આવી ઉભેલો જોઇ મહેરાંએ અજાયબી અને વખાણનો ભેગો પોકાર કીધો. "આય કેવી ઝીણી ઉંચા રેશમની સાડી છે! કેવી ફાંકડી ને એક રાણીને છાજતી! એનું તેં શું આપ્યું?"

"સવાસો રૂપ્યા." રતાંએ મગરૂરીથી ફુગાતાં અને પોતાનાં રેશમ જેવા બાળ ઉપર આરસી આગળ જઇ એક નજર નાખતાં કહ્યું. "તુંને ઘણી ગમેછ, નહી?"

"સવાસો રૂપ્યા એક ઝીણી સાડીનાં ચીડડાંનાં અને તેબી વળી બાયગે તું ચારથી પાંચ વાર પહેરશે! રતાં, એટલી મોંઘી સાડીઓ પહેરવાનું તને કેમ પાલવે છ?"

"પણ બેહરામથી તો તે બની શકેછ ની?" રતાંએ કાંઇક નારાજીથી કહ્યું. "કપડાં ઉપર દોઢીયાં નહી ખરચ્યે ત્યારે એક પૈસા-

દાર વરને પરણેલું ગવાયજ કેમ? ચાલ વારૂ, હવે માંડી વાળ. સાડીની સોડ ઝટપટ કરી લે અને મને સાચ્ચે સાચ્ચું કહે તું એમ અહીં મુંબાઇ એકાએક શાને માટે ધસડાઇ આવી?"

મહેરાંની આંખમાં એકદમ આંજુઓ ધસી આવ્યાં, તેણીની વાહલી કઝીનને આવી રીતે અપમાનથી ભરેલા સાદે પોતાને માટે બોલતાં સમજી.

'ઓ તું મહારી સાથે એમ કાંય વર્ત્તેછ, રતાં?" તેણીએ ગડગડીત કંથે કહ્યું "હું શું જાણું કે મ્હારી હાજરી તને નહી ગમશે? મને તો શીરીનબાઇએ બોલાવી ને તેથી હું આવી."

"ઓલ્ડ કૅટ!" દાંત ભીડી રતાં બબડી. "મ્હારાં કામકાજમાં એને માથું મારવાની જરૂરજ શું છે? વારૂ, મહેરાં, હું તને હમણાં જે કહુંછ તે ઉપર ધ્યાન આપ," તેણીએ ઘણાં ક્રુર સાદે વધાર્યું; "બહેરામ ત્હારે માટે એમજ ધારેછ કે અમે બધાં તને છૂટું ખુલ્લું રાખી મુકયેછ—ત્હારી કાઇ દાદ ફર્યાદ લેતું નથી, એ ત્હારે માટે લાગણીથી ઘણો બળેછ ને ત્હારી ઉપર એ ઘણું ધ્યાન આપેછ. મને તે જરા ગમતું નથી. તેથી તને કહી મુકુંછ કે તું એને જરાબી વતારતી ના. બસ, ખપજોગી વાતચીત કરી તું ત્હારા ટેકમાં રેહજે. એને કશુંબી ઉત્તેજન ના આપતી. માઇન્ડ વૅલ, તુંને મ્હારા ગુસ્સાનો તો પુરેપુરો ખ્યાલ છે."

મહેરાં તમામ સકમ બકમ થઇ ગઇ! રતાંને તેણીનાં ખરા રંગ રૂપમાં જોઇ તે નાહની કોમળાંગી તમામ અવાચકજ થઇ ગઇ. તેણીની આંખમાંથી ટપકટપક પડતાં આંજુઓ એકદમ ખેંચાઇ જઇ બાહર પડતાં અટકી પડયાં, જ્યારે તેણીની જીભ ટાળવે ચીટકી બેઠી હોય તેમ તે, એક વાચા વિનાનાં પક્ષી મીસાલ, ચુપ રતાંનો બીહકથી

ઉછળાતી અને બંધ થતી છાતીએ ચહેરો ટીકતી ઉભી.

"તું તૈયાર છે, ત્યારે હવે આપણને ખોટી થવાની કશી જરૂર નથી" તે દયાલીભ દદાએ એક ક્રુર સંતોષની નજર મહેરાંના હદબદી ગયલા ચહેરા ઉપર નાખી કહ્યું. "કાવસ હાંસોટ્યો ટીકીટની ગોઠવણ કરવા પોતાની મોટરમાં એ લો થીએટર ઉપર ગયલો છે ને આપણને બહેરાંમ સાથે જવાનું છે."

સઘળાં થીએટર ઉપર એકઠાં થયાં. કમનશીબે તે ચારે જણા માટે એક સામટી ટીકીટ મળી નહી. બમે ટીકીટ બે છુટી રોની મળી. પાછલી રોની બે ખુરસી ઉપર રતાં અને કાવસ ગોઠવ ચાં, જ્યારે તેઓથી એકુએ ખુરસી દુર બીજી રો ઉપર બહેરાંમ અને મહેરાં જઇ બેઠાં.

તે તેઓ માટે દુન્યનાં સઘળાં સુખોથી ભરપુર પળો હતી, એ પાસે પાસે બેઠેલાં મહેરાં અને બહેરામ માટે. ક્રુર કીસ્મતના ચેડાની મોહકાંણે વિખુટાં પડેલાં તે વાહલાંઓની છાટી તે વખતે, તે થોડીક પળનાં સુખ થી, એટલી તો છળાછળ થઇ ગઇ હતી કે તેઓ કેટલો વખત સુધી કશું બોલ્યાં નહી.

"મેં તને તે દીવસે જે કહ્યું'તુ તે માટે તું શું હજી દલગીર છે કે રતાં?" કાવસે રતાંના કાન ઉપર પડી પુછ્યું. "રતાં, હા, અલબત હું તને એજ લાડકાં નામે બોલાવશ-મનેપાછું કહેવા દે કે તને બહેરાંમ સુદલ ચાહતો નથી ત્હારી તરફ એ ઘણો ઠંડો છે, તે છતાં તું જાણી જોઇને એમ કાય કરેછ? રતાં, મ્હારી રતાં, હું તને ચાહું છ-તને પુછુંછ-તું મને કાયે તરછોડેછ-કાંય વખોડે છ? બહેરાંમની વર્તણુક તો તું સારી-"

ધીમેથી રતાંએ તેણીનો ચહેરો તેના ભણી ટાંકયો. તેણીની રૂડી મોટી આંખ ધીક્કાર અને ગુસ્સાથી જળતી હતી.

"મને બધું ખબર છે," તેણીએ ધીમા અવાજે કહ્યું; "હા, હું બધું જાણુંછ; તો બી મ્હારામાં કશો બી ફેરફાર થનાર નથી. હું પરણુશ અને ફ્રૂર એનેજ પરણુશ !"

કાવસે દયા અને કાકળુદીથી ભરપુર નજરે તેણી ભણી દીઠું.

"જો પૈસાને માટે હોય," તેણે કહ્યું, "તો—હું તને પાછું અને પાછું કહુંછ કે—તે મ્હારી પાસે જોઇયે તે કરતાં બી વધારે છે."

"ઠેંકસ !" તેણીએ ઠંડા સાહદે જવાબ દીધો. "પણ તે કાંઇ પૈસાને લગતી બાબદ નથી."

પરફૉરમન્સ શરૂ થઇ ચુકયો હતો. આખ્ખું પ્રોગ્રામ હાસ્યરસથી ભરપુર હતું અને તે ખરી અને સંગીન રમુજ હોવે થીયેટરનું એકેએક ખુણું હસ્તું હતું. મગર અભાગ્યા કાવસનું જીગર નાશીપાસીથી એટલું તો જખમી થઇ ગયું હતું કે કોઇ બી કીસમની રમુજ તેનાં વસણાયલી હાલ જેવા ચહેરા ઉપર અસર કરી શકી નહી.

થોડો વખત પછી—નાટક ચાલતો હતો તે દરમ્યાન—એક એશકી કુટુંબ તેઓ બેઠાં હતાં તેની ત્રણ રો આગળ આવી બેઠું. દરેક જણની નજર તેઓ ઉપર ખેંચાઇ અને કંઇની કંઇ વાત તેઓ માટે પોતાની પાસે બેઠેલાઓના કાન ઉપર પડી તે ઓડયન્સમાંનું એકએક જણ કરવા લાગ્યું. રતાંનું ધ્યાંન હજી તેઓ ઉપર ખેંચાયું હતું નહી.

"આય ખાનબાહદુર મંચેરશાહ મગોળ અને લેવણની પ્રેટ્ટયન ઓહરદાર જોઇ કે ?" રતાંનું ધ્યાન તેઓ ઉપર ખેંચતાં કાવસે કહ્યું.

"એનું નામ બારએરા છે, ને તેની પાસે બેઠેલો પેલો જવાન, ત્હારા બહેરામનો ભાઇ ડા. કરંજયા છે!"

રતાંએ બેદરકારીથી તેઓ ભણી દીઠું.

અને પછી જ્યારે ડા. કરંજયા ઉપર તેણીની નજર પડી કે તેણી ચમકીને ખુરસી ઉપર તડી થઇ બેઠી. તેણીએ ધાસ્તીથી નીકળી પડતા ડોળાએ તેને દીઠો, અને પછી તેના ઉપરથી તરતજ નજર ફેરવી નાખી. તેજ ઘડીએ કાવસે જોયું કે તેણીનો ચહેરો મોહટ જેવો સફેદ હતો, તેણીના હોઠો ફડફડ કરી બીહકની લાગણીએ ઉડતા હતા, જ્યારે ખુરસી ઉપરથી તેણી ગબડી નહી પડે કરી તેણીએ તે નાજુક ખુરસી મજબુત હાથે ધરી રાખી હતી.

"ઓ, ચાલો, ચાલો આપણે અહીંથી જતાં રહીયે!" તેણીએ કાવસનાં કાન ઉપર પડી કહ્યું. તેણીનો મીઠો અવાજ જાણે તેણી પોતાની ઘોરમાંથી બોલતી હોય એટલી હદનો બીહામણો અને ફાટેલાં ઢોલ જેવો ખોખરો કાવસને લાગ્યો!

"કાંય કંઇ તબ્યત બગડી આવીછ?" તેણી ઉપર કાળજીથી ધળી પડતાં અને તેણીનો કર જે એક બરફ મીસાલ થંડો હતો તે, માન અને લાગણીથી પોતાના હાથમાં લઇ તેણે પુછ્યું.

"હા—નહી!" તેણીએ બીહયેલા સાહદે કહ્યું. "મને અહીં બેસવા ગમતું નથી. ચાલો."

અને તે તેણીને તાબે થયો.

"બહેરાંમ મહેરાંનેબી અહીંથી લઇ જવાની કશી જરૂર છે?"

"નહીં," તેણીએ અધીરાઇથી અકળાતાં કહ્યું. "એ લોકને

કહીને ત્હમે જલ્દી ચાલો હું અહીં ઝાઝીવાર થોભવા રાજી નથી. ત્હમારી મોટરમાં મને હોટેલ ભણી જલ્દી લઇ જાઓ. "

"મીસીસ હાવરની તબ્યત બગડી આવીછે એવો જલ્દી ઘેર જવા માગેછે. હું મ્હારી કારમાં એમનને લઇ જાઉંછું." બહેરાંમના કાન ઉપર પડી એટલું બોલ્યા કાવસ, અગાધ અચરાઇથી તે થીયેટરમાંથી બાહર પડવા માટે, ટાંપતી રતાં આગળ દોડયો.

જ્યારે રતાં થીયેટર છોડી ઘર ભણી જવા માટે મોટારમાં બેઠી, ત્યારે પણ તેણીનું આખ્ખું તન થડથડ ધ્રુજતું હતું અને તેણી, જાણે એકાદ ભુત જોઇ ઉઠી હોય તેમ, બીહધેલી અને ધ્રાસ્તી ખાધેલી જણાતી હતી. તેણીના ગાળ પરનો લાલાશ ઉડી જઇ મોટ મીસાલ ફીકાશ પથરાઇ રહયો હતો, જ્યારે તેણીમાં એકદમ દશ વરસનો વધારો થઇ ગયો હોય તેમ તેણી બધી ઝપોલાઇ ગઇ હતી.

એ એકાએક એવો જાલેમ ફેરફાર તે જાલેમ દહામાં શાને માટે થઇ ગયો ? બહેરાંમના પેલા કોઇ બાઇ ડોકટર કરંજ્યામાં એવું તે બીહધરાવનારૂં રતાને શું જણાયું જેથી તે મગરૂરીથી ફુલી ફાટી ગયલી અને પોતાની ફતેહની ધુંઇમાં ખેલતી અબળા ઉપર એટલી બધી ખરાબ અસર થઇ?

કાવસ હાંસોત્યાએ રતાંનો તે અચાનક ફેરફાર હદબાહર અજાયબી અને દુઃખની મીશ્ર લાગણી વચ્ચેજ નિહાળ્યો. જો કે તેનું કલેજું તેણી માટે તે ઘડીએ ગોયા કપાઇ જતું હતું છતાં તે કશું બોલ્યો નહિ કે તેણે તેણીને કશું પુછ્યું નહી.

"ત્હમે પેલા ડાકટર કરંજ્યાને બરાબર ઓળખોછો, મીસ્ટર હાંસોત્યા !" લગભગ દશ મીનાટ સુધી કોઇ ભયભીત ખ્યાલોનાં ઊં-

ડાણુમાં ઉતરી ગયલી રતાં કશું બોલી નહી; પછી એકાએક કાંઇ વિચારવંત અદાએ તેણીએ સવાલ કીધો.

"હા, ઘણી સારી રીતે." તેણે જવાબ દીધો. " એ મ્હારો અંગત મીત્ર થાય છે."

"ત્હમે એને કેટલાં વરસ થયાં ઓળખોછ ?"

"અમારી એ સ્કુલ ફ્રેન્ડશીપ છે. લગભગ કુરતાં ઝભલાં ઉપર અમો હતા ત્યારથી અમો એકમેકને પીછાણુતા આવ્યાછ. એ ડોકટરની સ્ટડી કરવા વીલાયત ગયલો ત્યારે એની સાથે હું બી મ્હારી બેરીસ્ટરની સ્ટડી કરવા ગયો હતો આજે લગભગ હું એને પચીસ વરસ થયાં ઓળખતો આવ્યોછ." તેણે તેણીને સમજાવ્યું.

"ત્યારે એ ત્હમારી દોસ્તી દરમ્યાન ત્હમો કોઇબી વખતે ઘણો લાંબો વખત સુધી એકમેકથી દુર રહવાછ, વારૂ ?"

"નહી, ભાયગે એક અઠવાડયું અમો બે દોસ્ત એકમેકને મલ્યા વગર રહ્યા હોઇયે.''

"એની ચાલચલણ કેવી છે, વારૂ ?"

"મ્હારા સંબંધમાં આવ્યો છ ત્યાં સુધી મેં એને કોઇબી દીવસે આડો ચાલતાં નથી જોયો. ડાકટર, તરીકેની એની આંટ ને આબરૂ, પારસી તેમજ બીજાં બધાં આગેવાન ફેમીલીઝમાં ઘણી છે." કાવસ તેણીના સવાલોથી ગુંચવાડાનાં પડી બોલ્યો. "પણ–પણ એક્ષકયુઝમી–હમણા મેં એને વિષે ઘણું નબોજું સમજયુંછ.''

'એ પરણેલો છે કે કુમારો ?" કાવસનાં છેલ્લાં બોલવાની ઉપર જરાબી ધ્યાન આપ્યા વગર તેણુએ સવાલ કીધો.

"અલબત, કુમારો."

"ખાત્રીથી ?"

"અરે, એમાં શકમંદ જેવું હોય શું ?" એ ડાકટરની જીંદગી મ્હારી આગળ એક ઉઘાડી બુક માફક છે."

રતાંએ એક ઉંડો છુટકારાનો દમ ખેંચ્યો. તેણીના લોહીના એકબી ટીપાં વિનાના સફેદ ચહેરા ઉપર—એ કાવસના જવાબથી—કાંઇક પાછો તેજ આવ્યો અને તેણીનો ઉશ્કેરાતથી અકળાયલો જીવ કાંઇક થોડે દરજ્જે ઠંડો પડયો.

"ત્હમારી પક્કી ખાત્રી છે, મી. કાવસ, કે એવણ ડૉકટર કરંજ્યા, ત્હમે કહોછ તેમ, મ્હારા બહેરાંમના બાઇ હતા ? " જરા વધારે વળી પાછો કાંઇક બીહધરાવનારો ખ્યાલ તેણીના મગજ ઉપર ધસી આવ્યો હોય તેમ લગાર ચમકીને તેણીએ પુછયું.

"ઓ માઇ !" કાવસે કંટાળાયાં હસીને કહ્યું. "હું તને કેમ ખાત્રીપુર્વક કરી શકું ? એ ડૉકટર માનેક કરંજ્યો ને ફર ડૉકટર કરંજ્યોજ હતો. જો ત્હાની ખાત્રી નહી થતી હોય તો બહેરાંમનેજ પુછી જોજેની !"

"ઓહ નહી ! નહી !" બીહકથી પોતાની છાટીએ હાથ દઇ પાછી ઠડડડ ધ્રુજતા તે બોલી. "બહેરામ કે બીજા કોઇનેબી પુછવાની કશી જરૂર નથી, મી. કાવસ, મ્હારા સમ છે ત્હમને, એને વિષે બીજી જરાબી વધારે ચાચાચીવી ત્હમે કરતા ના."

* * * *

પરફોરમન્સ પુરો થયા પછી જ્યારે તેઓ ઘર ભણી હંકારી જવા માટે એક ભાડેની વિક્ટોરીયામાં બેઠાં, ત્યરે બાપડા બહેરામ કરંજયાની લાગણી તેના કાબુમાં રહી શકી નહી. તેણે ઘણી શા-

બાજી ભરેલી રીતે પોતાના દીલમાં થતી બાનભાતની તેના પાસામાં બેઠેલી તે મુદ્દલેસ મહુરી માટેની લાગણીને જાહેર થતી અટકાવી હતી, પણ જયારે તેઓ ગાડીમાં તદ્દન નવરાં પડયાં ત્યારે તેના બળતાં જીગરને તે તાબે કરી શકયો નહી.

"મહેરાં, હવે એ મ્હારાથી ખમાઇ શકાતું નથી. મ્હારી મહેરાં, મ્હારાથી નશીબના દગાએ વિખુટી પડેલી મ્હારી મહેરાં!" તેણે તેણીનાં બન્ને હાથો પોતાનામાં લઇને ઘણા જુસ્સાથી કહ્યું. "શું એક નજીવી ભુલ ખાતર આપણને એટલું બધું ખમવું જોઇયે—એટલું બધું સહન કરવું જોઇયે! શું આપણને સદાને માટે વિખુટાં થવું જોઇયે? ઓ નહી! ઓ નહી!"

મહેરાંના હોથ દુઃખથી ધ્રુજવા લાગ્યા, જ્યારે તેણીની આંખમાં આંસુઓ એકદમ ધસી આવ્યાં.

"કંઇબી ઉપાય નથી, બહેરામ," તેણીએ ધીમા મગર મક્કમ અવાજે કહ્યું. "નશીબમાં બનવાકાળ હતું તે બની ગયુંછ. એક ભુલ થવાની હતી તે થઇ ગઇછ અને તેની સજા આપણને ખમવીજ જોઇયે."

"ઓ, અભાગ્યો હું!" તે માથે ઘણાં ઝનુનથી ટરાપ મારી પોચી ગાડીવાળી જગા ઉપર ધમડાઇ પડી અગાધ ખેદથી બોલ્યો; "મેં કાંય નહી વધુ તલાશ કીધી? અરે, કાંય નહી—કાંય નહી એક ઉછાછળુ ને ગંભીર પગલું ભર્યું ને અગાઉ સત્યાનાશીના ખોહ ભણી જરા વધારે ધ્યાનથી જોયું? બળ્યા એના પૈસા! બળી એવી જીંદગની!!" અને તે જોરમંદ મરદના ગળાંમાંથી દુઃખ અને ગમીનું એક ડસકળું બાહાર પડયું.

મહેરાંને પહેલી પળે લાગ્યું કે તેણીએ તેની પોહળી છાટી ઉપર માથું નાખી ફેકેફેક મૂકી રડી પડવું અને તેણીની ગુંગલાતી છાટીને રાહત બક્ષવી; પણ તે તેણીને વાજબી ન લાગ્યું. ફીકકા ચહેરાએ તેની ભણી જોયા કરતી તે કોમળાંગી દાંત બીડીને ચુપજ બેઠી.

"ડીયરેસ્ટ હવે એ હું ખમી શકું તેથી ઘણું જ્યાદા થાયછ." તેણે કકળાત કીધો. "આપણને આપણી જીંદગીની ધુળ શા માટે કરવી જોઇયે! એટલું એટલું સહન આપણને શા કાજે કરવું જોઇયે? મહેરાં, મ્હારા ગમી જો—મ્હારા દીલમાંની અંદરની લાગણીનો વિચાર કર. હું પૈસા તજી દેવા તૈયાર છેઉં મહેરાં, કહે મને-મને જવાબ દે."

"ઓ, હવે એ કોઇ કાળે બનનાર નથી." બહેરાંમના બોલવાનો અર્થ બરાબર સમજી લઇ દુઃખની એક તીણી ચીસ પાડી તે બોલી "આકાશ અને જમીન એક થશે તોબી નહીં! તમે જાણો છ, મ્હારી ગરીબ રતાએ શું શું ખમ્યુછ તે? જો તમને તેનો ખ્યાલ હતે તો તમે કદીબી એને પાછી નાથીપાસીથી કંગાળ બનાવી દેવાનો વિચાર કરતે નહી. એનો આગલો ભરથાર એક ઘણોજ ખરાબ માણસ હતો. સૌથી પુરામાં પુરો લુચ્ચો. એનાં અમલ હેથળ એ બીચારીએ જીવતુ દોજખજ અનુભવ્યુંછ. એ કાંઇ વેપાર કરવા તુરકસ્તાન ગીયો'તો. જ્યાં બધા પૈસા ખોઈ દઇ કોલેરાનો ભોગ થઇ માર્ગે લાગી ગીયો'તો, ત્યાર પછીજ એ બીચારીએ કાંઇ જરા રતી સુખચેનમાં દીવસો પસાર કીધેલા છે; તે હવે તમે એનુ જીગર ભાંગી નાખવા માંગોછ! ઓ, એ બનેજ કેમ? એ તમારી ખરેખર દરકાર કરેછ—તમે એના ખોદાજ છેવ, હવે મ્હારો વિચાર સદાના કાઢીજ નાખજો. જો મને ખરેખરી સુખી અને રાજી થયલી જોવા માંગતા હોવ તો તમે એને સુખચેનમાં રાખજો."

બેહરામ કશું બોલ્યો નહી. તે સુદ્ધી અબળાનો હીમતભર્યો સ્વભોગ દેખી તે જવાંન એટલો તાજુબ બની ગયો, તેણીમાં દુઃખ ખમવાની સહનશીળતા દેખી તે એટલો તો હુવરટ રહયો કે તે એક શબ્દબી ઓચારી શકયો નહી.

જ્યારે તેઓ હોટેલમાં પુગ્યા ત્યારે કાવસ હાંસોત્યો તેઓને સામો મલ્યો.

“કાંય રતાં કેમ છે, મી. હાંસોત્યા ?” મહેરાંએ તેને જોઇને બારે આતુરતાથી પુછયું.

“ખાસ તબ્યત બગડી આવવા જેવું મને તો કંઇ લાગતું નથી,” કાવસે સમજાવ્યું. “પણ-પણ કાંઇ વિચારે, કાંઇ આગલાં યાદે ઘણાં ઉશકેરાઇ ગયલાં લાગેછ.”

મહેરાં જીવ નાખતી પોતાની વહાલી કઝીન આગલ દોડી.

તેણી એક સોફા ઉપર આંખ મીચી અર્ધી અબોટાયલી હાલતે પડી હતી. મહેરાંનાં પગલાં સમજી તેણી એકદમ ઝબકી ઉઠી, અને જાણે કાંઇ ભુત જોયો હોય તેમ મોહટે જેવી ચીસ મારી ગઇ! મહેરાં તરત જઇ તેણીને ગળે વળગી પડી.

“રતાં, મ્હારી રતાં, શું છે તને ?” તેણી એક માવીતરનાં વ-હાલથી તેણી ઉપર ઢળી પડતાં બોલી.

રતાં પાછી કાંઇ એટલી બધી તો બીહ ગઇ હતી કે મહેરાંને ઘણાં જોશથી વળગી રહી તદન ચુપ બેઠી. તેણી કાંઇ બોલવા માં-ગતી હતી, પણ ઉશકેરાતથી તેણીના જીવ એટલા તો હાંફવા લાગ્યો કે તેણાંથી કશું બોલાયું નહી.

“ઓ બોલની, રતાં, તને શું છે ? તું એટલી બીહયેલી કાંઇ છે ?” તેણીને વધતાં હેતથી પાસાંમાં દાબતાં મહેરાંએ પુછયું.

રતાએ, થોડીક પળમાં, પોતાનાં મન ઉપર કાબુ મેળવી લીધો.

"કાંઇ નથી, રે. હોય શું ?" તે બોલી "જા, તું શાની આવી ? જા, મનેબી કપડાં કાઢવા દે ને તુંબી કાઢી આવ !........જાની, એમ અદુખરાં જેવી હબી શાની ?"

મહેરાં પોતે પણ એકાંતવાસ માંગતી હતી; અને તેથી તેણી કહીને ચુપચુપ ત્યાંથી જતી રહી.

અને જ્યારે તેણી શીરીનબાઇનાં ઓરડામાં એખલી પડી, ત્યારે તેણીના દુઃખથી કળ ખાતાં જીગરમાં નવો ખ્યાલ ગરપા થયો. બહેરાંમ અને રતાંને સદાનાં 'ગુડબાય' કરી કેઠે જતાં રહેવું ! તેણીની તે અગાધ ગમીમાં તેણીને વિચાર થયો કે તેઓને તદ્દન સુખી કરવાનો તે સીધો સરસ અને સેહલ્લો ઉપાય હતો.

બહેરાંમ તેણીની હાજરીથી દુઃખી થતો હતો, તેનાં લુટાયલાં પ્યાર માટે ટળવળતો હતો; રતાં તેથી નારાજ બનતી હતી, બહેરાંમની તેણી બાણીના ઠંડી વર્તણુકથી ઘણી ખેદ પામતી હતી; ત્યારે તેણીને તેઓ સાથે વસી તેઓને જ્યાદા દુઃખી અને કુસંપી કરવાની જરૂરજ શું હતી ? કશી નહી. ખચ્ચીતજ કશી નહી ! તે એક તેઓનાં સુખમાં પત્થરા મીસાલ હતી, ત્યારે દુન્યાંની દયા ઉપર જઇ છુટવામાં હરકતજ શું હતી ?

અભાગણી મહેર ઓંતે વિચાર અમલમાંજ મુકયો. આખ્ખી રાત ઉંઘ વિનાની કોરડી કાઢ્યા પછી સહવારનું ઝાંઝળુ તેણીની બારીમાં ડોકયું નાખે તે અગાઉ—હજી તે પોણી દુન્યાં બીછાણામાં સુખે કગરે આળોટ્યા ખાતી હતી તે વખતે—તે ઉમરાવ દીલની કોમળાંગી કોઇનાંબી જણાવ્યા વિના બીહકથી ધડકતાં જીગરે તે હોટેલમાંથી ચોરી છુપીથી કાંઇ ખપ જોગું એક નાના બેગમાં ભરી જઇ પોતાનાં કીસ્મત સાથે લડવા બાહર પડી !

---

# પ્રકરણ ૮.

—xx—

વાંદરા ખાતે હીલ રોડ ઉપર, ખાનબહાદુર શેઠ ધનજીશાહ મહેતા અને તેવણુનાં ન્હાનાં વિધવા બહેન બાઈજી ખરાસની ઉમંગ-ભરી કારસાજી હેઠળ 'હોમ ફોર ધી હેલ્પલેસ' વગર ઘોંઘાટે, હોહો કર્યા વિના ઘણી ફ્નેહમંદીથી પોતાનું કાર્ય બજાવતું જતું હતું તે, યુરોપમાં નર્સ અને સીસ્ટર્ઝનાં હાથ હેઠળ ચાલતી કૉન્વેન્ટને, તદ્દન મળતું આવતું હતું, અને ઘણીક દુન્યાની દયા ઉપર છુટેલી, પારસી છોકરીઓ તે આશીરવાદ સમાન ખાતાંનો લાભ લેતી હતી.

માબાપનો આશરો ખોઈ બેઠેલી ન્હાની તેમજ મોટી નાવા-રેસ છુગરીઓને અહીં આશરો આપવામાં આવતો હતો. અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં દુન્યાની દયા ઉપર છુટેલાં ન્હાની ઉમરનાં છોકરાંઓને પણ અહીં રાખવામાં આવતાં હત અને તેઓ દરેકની ચાલચલણ, નિતીરીતી અને બાહ્યયોગકી ઉપર એ ખાતાંનાં જોડ સ્થાપક ખાનબહાદુર ધનજીશાહ મહેતા અને તેવણુનાં બહેન બાઈ બાઈજી ખરાસ તે નિરાધાર બચ્ચાંઓનાં ખુદ માબાપ થઈનેજ કા-ળજી અને દેખરેખ રાખતાં હતાં.

ધરતી છુટ અને ઘટના આંકોશ માથનાં તે હોમનાં કાયદાઓ જ એવા સરસ હતા કે તે આશ્રમનો લાભ લેનારાંઓને કદાચજ એમ લાગતું કે તેઓ પર એ આશરે જઈ પડયાં હતાં. તેઓ તે હોમને ખુદ પોતાનુંજ હોમ ધારી આનંદી જીવે વસતાં હતાં.

એ હોમ લગભગ વીસ વરસ થયાં હસ્તી ભોગવતું હતું અને દીન પ્રતીદીન તેની પ્રતીષ્ઠા અને આબાદી વધતીજ જતી હતી. હજારો

છોકરીઓ અને છોકરાઓ, એ વીસ વરસ દરમ્યાન એ ખાતાંનો લાભ લઇ ચુકી પોતાના સંસારમાં સુખી થયાં હતાં અને લગભગ પાંચસોની સંખ્યામાં, આ પ્રકરણ પર એ હામ દેખાવ દે છે તે વખતે, એ ખાતાંમાં ન્હાનાં મોટાં અત્રે પડી રહયા હતાં.

એ ખાતાંને ઘણાંક વગવાળાં પારસી ખાનદાનોની નબીરી અને નબીરાઓની મદદ હતી—ઘણાંક, જેઓ તેનો લાભ લઇ ચુકયાં હતાં તેઓ પણ, એ ધર્માર્થી ખાતાંને વીસરતાં ન હતાં, અને અવારનવાર પોતાનાં ગજવાથી પોસાય એટલી રકમની મદદ કરતાં હતાં; તે ઉપ્રાંત ખાનબહાદુર પાસે પણ ચારથી પાંચ લાકડીનો જીવ હોવે અને તે બન્ને વૃદ્ધ ભાઇ બહેનોને કશાં પણ બાળબચ્ચાં ન હોવે એ ખાતું ઘણી આબાદી ભરી હાલતમાં ચાલતું હતું.

ન્હાની છોકરી અને છોકરાઓ ઉપર તકેદારી રાખવાનું ઉમરે પુગેલી મોટી છોકરીઓનું કામ હતું, અને એ મોટી ઉમરની છોકરીઓ ઉપર મોટાંમાય જાઇજી દેખરેખ રાખતાં હતાં, જ્યારે ધનજીશાહ મોટા બાવા સૌના વડા અને સૌથી મોટા અધીકારી "હેડ" હતા.

ત્યાં દરેક રીતની તાલીમ તજવીજેત આપવામાં આવતી હતી; છોકરાઓને તેઓને બરની અને છોકરીઓને તેઓને લાયકની કેળવણી ઉપર ત્યાં ખાસ ધ્યાન આપવામાં આવતું હતું. વળી વરસમાં એક વખત—ખાસ કરીને ગરમીના સીઝનમાં—ને આખ્ખું ખાતું પંચગની કે જ્યાં ખાસ મોટા ખરચે ને ખાતાની ચાલુ સગવડ રાખવામાં આવી હતી ત્યાં ઉતરી પડતું હતું. સૌ તંદરોસ્ત અને રાતામાતાજ જણાતાં હતા, કદાયજ તેવું કોઇ આજારી કે દુબળું નજરે આવતું હતું.

હીલ રોડ ઉપર શેઠ ધનજીશાહની પોતાનીજ માલકીના ત્રણ મોટા બંગલા હતા કે જેમાના બે આ ખાતા માટે વપડાસમાં હતા, જ્યારે એક ન્હાના બંગલામાં તેવણ તેવણનાં ન્હાનાં બહેન સાથે વસ્તા હતા.

ધનજીશાહ શેઠ આજે તે પોતાનાં વપરાસના બંગલાની લાય-બ્રેરીવાલા ઓરડામાં બેસી, પોતાના માનવંતા કારભારી સાથે કાંઇક ઘણી ગંભીર ગુફ્તેગો કરી રહયા હતા. તેવણ હમેશનાં રમુજી અને હસમુખા સ્વભાવના હતા—કદાચજ ધુંધવાયલાં છાણાં જેવું તેવણનું મોહડું જોવામાં આવતું હતું. તેથી, આજે તેવણો એ ગંભીર ચહેરો જોઇ આપણે ઝાઝાં અજાયબ, ખચ્ચીતજ, થઇશું.

"પણ એ બનેજ કેમ, પાહલી ?" તેવણે પોતાની ઠુમકી દા-હડી પરવાડી વમાસણ કીધું. "દર પંદર પંદર દહાડે એ કેવી શર-માવનારી ફરીઆદ !"

"સાહેબ, આજે ત્રીસ ત્રીસ વરસ થયાં હું તમારી નોકરીમાં છેઉં !" તે વફાદાર વાણીતરે છાટીએ હાથ દઇ ગંભીર અવાજે કહ્યું. "તમારાં ખાતાનાં કારભાર કરતાં હું હવે બુઢ્ઢો થવા આવ્યો, પણ છેલ્લા ત્રણ મહીના જેવો મને કોઇબી દિવસે અનુભવ નથી મળ્યો."

"પણ એ બનેજ કેમ ?" પોતાનાં મન સાથે ચીરડાઇ પગ ઠોકી તેવણ બબાલ્યા. "એ થઇજ કેવી રીતે શકે ? ચોરી ! મ્હારા આવાં આબરૂદાર ખાતામાં ચોરી ! ઓ, એ તો હવે હદ થઇ. ખુદ છોકરીઓના રહેવાના બંગલામાંથી ચોરી ! એનો કાંઇબી ઉપાય થ-વોજ જોઇયે—અટકાવ કરવોજ જોઇયે !"

પાહલી કાંઇ બોલ્યો નહી. તે વૃદ્ધ પારસી વાણીતર પોતાનાં

શેઠની માફકજ લાંબા વિચારમાં કેટલો વખત સુધી ચુપ બેઠો.

"પણ એ ઓરડાની કુંચી તરફ તું કોઇબી દિવસ બેદરકાર રહયોછકે, પાહલી ?" ધનજીશાહે કેટલે વારે પુછયું.

"કોઇ દીવસ નહી, સાહેબ," તેણે હાથ જોડી જવાબ દીધો. "બીછાણે જવાની અગાઉ હમેશાં હું એ આપશા મ્યુઝમના ઓરડાનું બારણું જાતે જઇને બંધ કરી આઉંછ, અને તેની કુંચી ત્રીજોરીમાં મુકયા પછીજ બીછાણે જાઉંછ, મુરબ્બી."

"મ્હને ત્હારામાં પુરતો વિશ્વાસ છે, પાહલી," ધનજીશાહે જવાબ દીધો. "પણ ત્યારે એ બધું થયું કેમ? શું કોઇ જાણુભેદુ ચોર પેઠા પડયોછ ? પણ તે ચોરી કરીજ કેવી રીતે શકે ? ઓરડો ચોમેરથી તો બંધ્યાર છે, એટલે એ ચોરથી અંદર દાખલજ કેવી રીતે થઇ શકાય ? મને કશું સુઝ કે સમજ નથી પડતું. આજે સહવારે, વારૂ, શું જતું રહેલું માલમ પડયુંછ ?"

"સાહેબ," પાહલીએ કહ્યું. "આજે પેલી ચીનાઓની દેવીઓનું મોટી લાકરાની કબાટમાં મુકેલું આખ્ખું પુટલું ઊંચકાઇ ગીયુંછ !"

"ઓ બોદા ! તું શું બોલેછ, પાહલી ?" ખાનબહાદુરે અજાયબી અને ખેદથી પોતાની ખુરસી પર અર્ધા ઉછળી પોકાર કીધો. "આવું મોહું તે 'સ્ટાચ્યુ' ઉંચકાઇ ગયું ! એની મેં શું કીમત આપેલી તે તું જાણેછ, પાહલી ?"

પાહલીએ દલગીરીથી ડોકું ધુણાવ્યું.

"મેં ચીનમાં ચાઇનીઝ બજારમાંથી એ કેટલી મુસીબતે સાતસો રૂપ્યે ખરીદેલું હતું ; અને તેને કોણ કમબખ્ત ચોરી જવાની હીંમત કરી શકયું !"

તે બન્ને શેઠ વાણોતર વિચારના ઉંડા ગારમાં ગરક જઇ ચુપ બેઠા. ધનજીશાહ શેઠ મુસાફરીનાં ભારી શોખીન હતા, અને ગામે ગામ અને શેહરેશહેર ફરી કાંઇ ને કાઇ ચીજો ખરીદ કરવાનો તેમણે ઘણો શોખ હતો. ઘણા મોટા ખરચે ખરીદેલી તે ચીજોનું એક ન્હાનું જેવું સંગ્રસ્થાન તેમણે કર્યું હતું, જે છોકરાંઓનાં વપરાસવાલા બંગલાના ઓરડામાં એકઠું કરી રાખવામાં આવતું હતું. છોકરાંઓના હાથે બનાવેલી ખાસ ધ્યાન ખેંચાય એવી ચીજોનો પણ તેમાં સમાવેશ કરવામાં આવતો હતો, અને તે એક ન્હાનું જેવું મ્યુઝયમ બહારનાં આવતાં જતાં લોકો ખાસ જોઇ જતાં હતાં.

ઘણી મોંઘી અને ઉમદા ચીજોનો તે જમેલો, ઉપર લખ્યું તે મીસાલ, એક ન્હાના ઓરડામાં સંભાળથી ગોઠવીને રાખવામાં આવતો હતો, જેની સંભાળ રાખવાનું કામ બુઢ્ઢા પાહલી કાકા—તે ખાતાંનાં વરસોના કારભારી—ને ફાળે હતું. આજે વીસ વરસ થયાં તે ન્હાનાં મ્યુઝયમમાંથી કદીબી એક પણ જણસ ખોવાઇ હતી નહી, પણ આજે છેલ્લા ત્રણ મહીનાની અંદર મોંઘી ત્રણ ત્રણ ચીજો ચોરાઇ ગયલી જોઇ વૃદ્ધ શેઠ ધનજીશાહ અને તેવણનાજ જેવો બુઢ્ઢો વાણોતર પાહલી હદબાહર રંજીદા થઇ ગયા હતા.

"સાહેબ, આપરે પોલીસને ખબર આપ્યે તો કેમ ?"

"પોલીસને ?" ધનજીશાહ કાંઇક કચવાતથી બોલ્યા. "નહી પાહલીબા, પોલીસને ખબર આપવાનું મ્હારૂં દીલ નથી ચાલતું. સમજો—સમજો, પાહલી, કે આપરાંમાંથી—ઓ ખોદા, હું એક ઘડી બી એવું ઇચ્છતો નથી, પણ—ધારો કે કોઇ કમુદ્દીનું માલમ પડી આવ્યું તો ? કોઇની મતી ઓછી થઇ ગઇ હોય ને દિવસ જતાં

ઉધું ચતું સુઝ પડતું હોય, અને તે કમબખ્ત ચોર તરીકે પકડાય તો આપરાં ખાતાનું નામ જાહેરમાં કેવું દીસાય?"

"અરે, ખોદા, ખોદા કરો, સાહેબ! ખોદા, ખોદા!" પાહલીએ જુસ્સાથી બાંગ મારી. "આપરે ધારીજ કેમ શકયે કે આપરી જ તન હેથળ ઉધરતાં નિરદોષ બચ્ચાંઓ એવું અગાધ પાપનું પગલું ભરવાની હીંમત કરી શકે! તોબાહ! તોબાહ એ ગાહી! સાહેબ, હું એક ઘડીબી એવું માની શકતો નથી. જેટલો મને પરવરની સચ્ચાઇ અને રાસ્તી ઉપર વિશ્વાસ છે, તેટલોજ અહીં વસ્તી છોકરીઓ અને છોકરાઓની ચાલચલણ ઉપર પણ બરોસો છે."

ખાનબહાદુર કાંઇ જવાબ કરે તે અગાઉ તે બંધ બારણા ઉપર ટકોરા પડયા, અને હોકમ મળતાં એક નોકર અંદર આવ્યો અને ખાનબહાદુરનાં હાથમાં અદબથી એક કોઇ પહરોણાનો કાર્ડ મુકયો.

'ફરામ સી. પાંડે; એલ. સી. ઇ. સીવીલ એનજીનીયર.'

ધનજીસાહેબે તે કાર્ડ ઉપરનું નામ વાંચ્યું અને તેવણનો ગંભીર ચહેરો ખુશાલીથી ખીલી રહયો. "જા, સકારામ, એવણને અહીંજ મોકલ." તેવણે કહ્યું, અને જેવી તે નોકરની પીઠ ફરી કે તે વૃદ્ધ ગૃહસ્થે હસીને પાહલીબાને કહ્યું, "આપરો ફરામ આયોછ, પાહલી બા. હવે પેલી વાત તદન ખાઇજ જજો, હં. અને આજે જો મને ટક મળશે તો હું જરૂરજ આપરી આલાને લગતા એનાં શું વિચારો છે—એ માંજરો બિલાડો મ્હારી અલકસે કોઇના પ્યારમાં ફસ્યોછ કે નહી તે—જરૂર જાણી લેવશ ને બનશે તો મ્હારાબી શું વિચારો છે તે એને કહી દેવશ."

"બહુ સારૂં, સાહેબ. ખોદા કરે ને આપરી આલાંમાય સાથે

એનું ગોઠવાઇ જાય !" પાહલીએ જવાબમાં દુવા ગુજારી; પછી વ-
ધાર્યું, "છોકરો ઘણોજ લાયકીવાળો ને નમાનો છે ને આલાંઆમને-
ની એવણુ ઉપર ઘણો જીવ છે."

"સાહેબજી, પપા," તે ઉઘાડાં બારણાનાં ઉંબર ઉપર ઉભો રહી એક ખુબસુરત જવાંને ખુશાલ હસતા ચેહરે ધનજીશાહને સલામ કીધી, અને પછી હસતો હસતો અંદર ચાલી આવી તેવણુનો હાથ માનથી શેકહેન્ડમાં લીધો. "કેમ પાહલીબા, કેમ છેઓ ?"

"સારીકાની, સાહેબ. આપ કેમ છો ?" પાહલીએ પુછ્યું અને પછી તેની તરફથી જવાબ સમજી કામનું કાંઇ બાહણું કાઢી તે તે ઓરડો છોડી જતો રહયો.

"પુઇમાય કેમ છે, કાકાજી ?" ધનજીશાહનાં પાસામાં પાસેજ એક ખુરસી લઇ બેસતાં તે લાડકવાયા જવાને કાળજીથી પુછયું. "બંગલામાં તો મને કેઠે જણાયાં નથી. વળી મુંબાઇ ગીયાંછ શું ?"

"દીકરા, હા." ખાનબહાદુરે જવાબ કર્યો, "હમણાં મુંબાઇમાં બધેબધ સેલ છે. તે કાંઇ છોકરીઓને લગતું ખપ જોગું ખરીદ કરવા ગઇછ. ગઈ કાલ સહવારની ગયલી છે, કદાચ હમણાં આવતી હોશે. કેમ, ત્હારૂં ગાડું કેમ ચાલેછ ?"

"ઓ પપા ! તમારી માયા મહેરબાનીથી હમણાં મ્હારા ઉપર કામનું ચાલુ એટલું દબાણ રહેછ, કે મને એક ઘડીની ફુરસદ નથી મળતી," ફરી પાછે જોસથી તેવણુનાં જઇફ હાથ ધરી પોતાની આભારી આંખ તેવણુનાં ચહેરા ઉપર ટાંકી ઘણાં જુસ્સાથી બોલ્યો. "હું તમારો ઉપકારી છેઉં એટલો થોડો."

"હું સમજીને ઘણો ખુશી છેઉં, દીકરા," તેવણે કહ્યું; અને પછી

પોતાની વાત ઉપર આવવાની મકસદથી વધાર્યું, " આપરી આલાંને તું મળ્યો કે ?"

"હા. એ મને હમણાંજ આગલા હૉલમાં મળી," તેણે કહ્યું; પછી આતુરતાથી વધાર્યું, "પપા, એ આય શું બીના છે? કહેછ કે આપરાં મ્યુઝયમમાંથી અવારનવાર ચોરી થયા કરેછ? મને તો, હું આવતો'તો તેટલાં છોકરીઓએ ઘેરી લઇને, એ બધી વાત કહી. એ વાત શું છે, પપા ?"

"આજે લગભગ ત્રણેક મહીના થયા આપરા મ્યુઝયમમાં અવારનવાર ચોરી થયા કરેછ," તેવણે સમજાવ્યું, "છેલ્લી ગઇ કાલે બી થઇ. મેં પહેલ્લાં કાંઇ માઇન્ડ નહીં કીધું. પણ છેલ્લી ચોરીથી મ્હારૂં મગજ ઘણું ચકાસી ગીયુછ."

"પણ એનો કાંઇબી ઉપાય કરવો જોઇયે," તે જવાંને સુચવ્યું.

"હું બી તેમ ધારૂંછ, પણ હવે જવા દે—એ બધું પછી થયા કરશે. તું હમણાં ત્હારીજ વાત કરની !" તેવણે વાતની વળાણ બદલી નાખવાની મકસદથી કહ્યું. "તેં પેલા કોઇ બંગાલી ઉપર હોસ્પીટાલ બાંધવાનો ત્હારો પ્લાન મોકલી આપેલો તેનું પછી શું થયું? પાસ થયો કે ?"

"ઓ ! ખુદાનાં હજારેહજાર શુક્રગુજાર કરૂંછ, પપાજી, કે તે પહેલ્લીજ ટકે તેનાં ધ્યાંનમાં ઉતરી ગયો ને તે કરોડપતીએ એની એ મોટી બીલ્ડીંગ બાંધવાનું કંટ્રાકબી મનેજ આપ્યું !" ફ્રલીએ ઉત્સાહથી જવાબ દીધો.

"હું ઘણો ખુશી છેઉં, બેટા, એ સમજીને, અને તને ખરાં જીગરથી હું મુબારકબાદી, એ માટે, આપુંછ." તેવણે કહ્યું. અને પછી

ઝટ ટકોરભર્યા સાહદે વધાર્યું, "હવે ત્યારે તો ત્હારે ત્યાં ટંકશાળ ચાલી રહેશે, એવાં જો ચારપાંચ ધરખમ ઘરાક હાથ લાગી ગીયાં તો!"

"ખોદા છે," તેણે કહ્યું. " મને એ જૅન્ટલમેને બીજે સારે સારે ઠેકાણે કેસ મારી આપવાનું પ્રોમીસ આપેલું છે, ને હું ધારૂંછ કે હવે મ્હારૂં ફોરમત કાંઇ નતી વલાણુ લેશે ખરૂં."

"ગૉડ બી થૅન્કડ ! ને એમ ચાકરીમાં ગોઠવાયા પછી હુસ્સાની કાણી એ ખલા અટુલા ફર્યા કર્યે તે કાંઇ માટીદા મનીખને શોભેબી નહી હ, ફ્લીબા." ધનજીશાહે હસીને ગોળગોળ પોતાની મતલબ ઉપર આવતાં કહ્યું. "એક મુછાળો બળદયો અહીંથી તહીં પોતાના ગળાંમાં ઝુસરી વગર ફરે, તે બી વૅલ, મ્હારા મનસે 'નૉટ ગુડ'."

"એટલે, પપા ? વૉટ ડુ યુ મીન ?" તે ભોળા જવાંને ભોળાઇથી પુછ્યું.

"એમ કે હવે લગનની ઝુસરીમાં જલ્દી જોડાઇ જાવ તો સારૂં." તેવણે સમજાવ્યું. "કોઇ શોધી તો કાહડી હોશે ?"

તે છોકરાનો ગોરો ઘાટમારો ચહેરો તમામ લાલ ટુટી જેવો થઇ ગયો. તેણે ઓશકથી પોતાનું માથું નીચે નાખી દીધું અને બુટનાં ટોને હીલવતો તેને ટીકતો ચુપ બેઠો.

"માઇ બૉય, એમાં શરમાવાનું શું " તેનો મુખડો હડપચી આગળથી પકડી ઊંચો કરી ખાનબહાદુરે મુછમાં હસીને કહ્યું. "જવાનીનો વખતજ એ સાચ્ચી લાગણી માટે પરવરે અલાહેદો રાખેલો છે. એમાં લજવાવાનું શું બચ્યુંછ ? મને કહે, કોણ છે, અહીં આપરા હોમમાનીજ કોઇ છે ?"

"હા," તેણે ધીમા સાહદે જવાબ દીધો.

"કોણ?"

તેણે જવાબ દીધો નહી.

"પેલી શીરીન કાપડયા ?"

"નહી."

"ત્યારે ફ્રેની મીસ્ત્રી ?"

"નહી."

"પીલાં બાંમબોટ ?"

"છટ !"

"ત્યારે કોણ? પેલી ડોસબ બીલીમોર્યા ?"

"નહી."

"શીરીન મોદી ?"

"નહી, પપા, નહી." તેણે કાંઇક અણુગમાથી કહ્યું. "તમે કદીબી અટકળ નહી બાંધી શકો તે એ છોકરી છે !"

"હં હં, ત્યારે તો સમજ્યો." તેવણે કાંઇક મનસે રાજી થઇ વધાર્યું: "આપરી આલાં હોશે !"

"ઓ નહી, કદીબી નહી." તેણે તે નામ કદીબી તેવણના મુખ ઉપરથી બાહર પડવાની આશા રાખી હતી નહી; અને તે સમજતાં તેણે ખુરસી ઉપર જરાક ઉછળી ચમકીને અજાયબીથી પોકાર કીધો. "આલુને તો હું એક મ્હારી બહેનની માફકજ ચાહું છું. અમો તો એકમેકનાં ભાઇ બહેનજ છેયે. તમે એવો વિચાર બાંધી કેમ જઇ શકયા, પપા ?"

"પણ ત્યારે, કેહની, કોણ ?" તેવણ જો કે બાતેનથી હદની

બાહર નાશીપાસ થયા તોબી ઘણી આતુરતાથી તેવણે સવાલ કીધો. "એ ત્હારી ધારેલી મનની મુર્તી કોણ છે ?"

"કેહું ? અને ત્હમે ગુસ્સે થાવ તો, વાહલા પપા ?" ફ્લીએ પોતાનો ચહેરો દયા ઉશ્કેરતી ધબે તેવણ ભણી ફેરવી બીહઘેલા સાહદે પુછ્યું.

" નહી, જરાબી નહીં, બેટા."

"ત્હમે તો મ્હારા હંમેશના વાહલા મુરબ્બી બાપજ છેઓ." તેણે તેવણનો હાથ પકડી આભારથી ભરપુર લાગણીએ કહ્યુ. "મને —મને પેલી મહેરાં અવાસ્યા ઘણીજ ગમેછ !"

ખાનબાહદુરે ભારે મુશ્કેલીથી, મગર ખચ્ચીત ઘણી શાબાશી ભરેલી રીતે, પોતાની બાતેનની નાશીપાસી, હદની બાહર દલગીરી અને અજાયબી જાહેર થતી અટકાવી. "હુ ખુશી છેઉ એ જાણીને, દીકરા," તેવણે હસતા ચહેરે કહ્યું. "જો કે બે ત્રણ મહીના થયાજ એ અહીં આવી વસેલી છે, પણ ઘણી નમાની ને ડાહી દીકરી લાગેછ."

એ જવાબથી ફ્લીઆનાં પેટમાંની ઉડી ગયેલી કલેજી પાછી તેની જગા ઉપર આવી બેઠી. "કાંઇ એ બીચારીનો ચહેરોજ એવો નીરદોષ અને મધુર છે કે એને પહેલ્લાં જોતાંને વારજ મ્હારા મન ઉપર હદની બાહર અસર થઇ. હું એને એક ઘડીબી વિસરી નથી શકતો, પપા."

ખાનબહાદુરની એક છેલ્લી ઘડી સુધી—એ ફ્લી પાંડેની, તેવણનાં એક દુરનાં સગાંની દીકરી આલાં મહેતા બચ્ચીની હીલચાલ અને વર્તણુકથી—મગ્નુી હતી કે તેની પસંદગી એ છોકરી ઉપરજ ઉતરલી હતી; અને તે માટે તેવણ હદની બાહર રાજી હતા. આખ્ખુ

હોમળી એજ ખ્યાલમાં રમી રહ્યું હતું કે જ્યારેબી હશે ત્યારે આ-લાં મહેતાનું કારજ ફ્લી પાંડે સાથેજ થશે; મગર ફ્લીએ કાંઇ જુ-દીજ વળાણુ લીધી. જો કે તે વળાણુ તેવણુ માટે હદની બા-હર નાથીપાસી ઉપજાવનારી થઇ પડી, તોપણુ તેવણુ કોઇબી રવેશે નારાજ કે ગુસ્સે થયા નહી.

આહ! પ્રીય વાંચનાર, એ ખાનબહાદુર ધનજીશાહનાં જેવાજ જવાન્યાઓનાં લગનની બાબદમાં બધાંજ માબાપો, સગાં વાહલાંઓ આતો પાળનારાંઓ ઉદાર દીલનાં બની શકતાં હતે તો ફીકર, ધાસ્તી અને દુઃખી વમાસણુ જવાંન્યાઓથી કેટલી દુર અને દુર ભાગતી ફરતે ?

તે તેવણુનાં એક મીત્રનો બેટો થતો હતો, મગર તેવણે તેને પોતાનોજ કરી લીધો હતો. તેનાં માબાપ તેને નાહનપણુથી મુકીને ગુજરી ગયાં હતાં ત્યારથી તે તેવણુનાં આશરે ઉછરી મોટો થયો હતો.

આલાં મહેતા, ઉપર એક ઠેકાણે આપ્યું આપણે વાંચ્યું તેમ, ખાનબહાદુરનાં દુરના સગાંની બેટી થતી હતી. જો કે તે જોઇ એટલી ખુબસુરત ન હતી ( તેમ છેક કાંઇ કાગડાની પાંખ જેવો 'ઉમદા' ચહેરોબી તેણી ધરાવતી નહતી ) તોપણુ તે પોતાના ચ-હેરા અને શરીર ઉપર ઘણી મગરૂર હતી અને જોઇયે તે કરતાં વધારે, બાજે વખત, ગુમાખી બનતી હતી. ફ્ળી તેણીને ઘણો વા-હલો હતો અને ભવિષ્યમાં કોઇબી દિવસે તે તેણીને પોતાની મોહ-રદાર બનાવશે એવી તેણીને મનસે પુર આશા હતી.

ફ્લી તેણી સાથે હંમેશાં ભોલાઇ અને પુર છુટ ( અલબત્ત, હદની અંદરની)થી વર્તતો અને તેણીના સમાગમમાં આવતો હતો. તે તેની બહેનજ હતી અને ભાઇ બહેન વચ્ચે છુપું હોઇજ શું શકે, એવું વિચારી તે તેણી આગળ પોતાને લગતી દરેક વાત કરતો હતો,

અને બીજી છોકરીઓ કરતાં તેણીના સમાગામમાં તે જયાદા આવ્યા કરતો હતો. બાપડી આલાં તેનો જુદોજ મીનીંગ લઇ જઇ મનમાં અને મનમાંજ મરથી મલીદા ખાયા કરતી હતી ! અલબત્ત, અતરે જણાવવું અગત્યનું થઇ પડશે કે કૂરાગે પોતાની મનની ધારેલી માહબુબને લગતી વાત તેણીને કહી ન હતી.

મહેરાં અવાસ્યા—જુદાઇના ઘાથી ઘેરાયલી, દુન્યાની દયા ઉપર છુટેલી તે અનાથ અબલા—ભલાં જાઇજી મહેતાનાં પ્રતાપે તે આબીરવાદ સમાન હોમને આસરે આજે ત્રણ મહીના થયા આવી પડી હતી. તાજમહાલ હોટેલ છોડી તે સાંદી—વગર વિચારે—ચાલતી ચર્ચગેટનાં સ્ટેશન ઉપર ગઇ હતી, જ્યાં પોતાની એકલવાઇ સ્થિતિનો ખ્યાલ કરી તે બાપડી બીહકથી હહબડી જઇ ધસાધસ રડતી હતી. તેજ વખતે જાઇજી- કોટથી વાંદરે જવા માટે-સ્ટેશન ઉપર આવ્યાં. અચાનક ધ્યાન ખેંચાતાં અને તે ભલી છોકરીની હકીકત જાણી તેવણે તુરતજ પોતાને આશરે લીધી.

તે ટુંક વખતમાં છોકરીઓની ઘણી માનીતી થઇ પડી. ખાનબહાદુર અને તેવણનાં બહેનનોબી ઘણાજ ટુંક વખતમાં તેણીએ વહાલ અને વિશ્વાસ જીતી લીધો, જે અલબત્ત, તેણીના ખુશનશીબીનીજ વાત હતી.

મગર તે બાપડીની એ ખુશનશીબી શું ઝાઝોવાર ટકનાર હતી ! ખચ્ચીતજ નહી. ગરીબનાં નશીબ ગરીબજ હોય છે, તેજ મીસાલ તે ગરીબ ગોરપંદનું તે ગરીબ સુખ ટુંક વખતમાંજ લુટી લેનાર એક શાહુચોર—ફલી પાડેની તેણી માટેની છુપી પ્યારની લાગણીની મોહકાબે—ઉભો થતો હતો, તેનો તેણીને મુદ્દલજ ખ્યાળ હતો નહી !

---

## પ્રકરણ ૯.



સંસારમાં મોહબત અને ડાહપણની જરૂર છે અને તે બેમાંથી એકબી ચીજનો ઘટાડો સુખી સંસાર–જે આ હાવાહાવાથી ભરપુર ક્ષણભંગુર દુન્યાનું બાગે બેહસ્ત છે તે–ને સીધા દોજખખાનું બનાવી મેલે છે!

સંસાર, વાહલાં વાંચનાર, એક ભર તોફાનની દર્યે તરતાં વહાણ મીસાલ છે, જેને સંભાળથી સુખના કીનારા ઉપર દોરવી લાવનાર અનુભવી તેમજ ડહાપણથી ભરપુર સુકાનીની ખાસ અગત્યતા છે. મોહબત–ધણી ધણીયાણીઓની એકમેક તરફની ફીદાગીરી–ઉછાળો ખાતા ગુસ્સાબાઝ સાગરમાં ડોલતી એ નાવનું સુકાન છે, અને તેનું ઉપરીપણું પરવરદીગારે મોહરદાર અને ભરથાર નામના બે ખલાસીઓને આપેલું છે. મોહબતની ખોટ યા તો તે સુકાનને ફેરવવાની આવડતાની કુદરતે સરજેલા ખલાસીઓમાં કોટાઇ તે વહાણને સત્યાનાશી અને ખસ્તે ખોહારીના ખડક ઉપર અથડાવીને તેના ફુરચે ફુરચા ઉડારી મુકે છે!

બેહરામ કરંજ્યાનો સંસાર દુઃખી હતો. તે બીચારાનો સંસાર સુખી હોઇજ કયાંથી શકે? જ્યાં પ્યાર અને ધણી ધણયાણીની ફીદાગીરીની કોટાહી ત્યાં સુખી સંસારની આશા રાખીજ કેમ શકાય! તે બીચારો તેની ઠંડી, જીગર વગરની ફરેબી પરણેતર સાથે એક જીવતું દોજખજ સહેવતો હતો.

તે ત્રણ મહીનાની વાત ઉપર પરણ્યો હતો અને વાલકેશ્વર ખાતે એક ભાડે બંગલો લઇ વસ્તો હતો. પૈસા, વૈભવ અને મોટાઇની તેની પાસે ખોટ ન હતી; તેની સેવા બજાવવા અને તેનો

પડયો બોલ ઉંચકી લેવા તેને ત્યાં ડગલે અને પગલે ચાકરો હતા; મગર તે છતાં તે જરાબી સુખી ન હતો. તને ત્યાં વસ્ના અને તેનું નીમક ખાતા તેના નીમકહલાલ વાણોતરની તે અદેખાઇ કરી શકે એટલી હદનો દુઃખી અને કાહેલ્ની હતો.

તેનાં લગ્ન મુંબાઇમાંજ થનાર હતાં; મગર જે દિવસે મહેરાં તેઓને છોડી ચાલી જતી રહી હતી તેજ દીવસે રતાં પણ બીલકુલ હોંસ કરી મુંબાઇથી સુરત જતી રહી. કાંઇ ન સમજ પડે એવી કીસમનો તે સાંજ પછી તેણીમાં ફેરફાર થઇ ગયો હતો, અને હેબતથી પુણી જેવા ચહેરા સાથે, બેહરામ, શીરીનબાઇ અને કાવસની સમજાવત છતાં, તે મુંબાઇની મજાહ છોડી સુરત ગઇ હતી.

અને ત્યાં જઇ તેણીએ લગ્ન ચોવીસ કલાકમાં કરી નાખવાની બ્હેરાંમ સાથે જીદ પકડી. બીચારો બેહરામ ! તેનુ જીગર મહેરાંની એકાએક ગેરહાજરીથી દુઃખની ચીસાચીસ પાડી રહયું હતું, જેમાં રતાંની માંગણી ચાંદા ઉપર ચપકા મીસાલ તેને લાગી. તેણે રતાંને સમજાવવાની ઘણી વેત્રણ કીધી; મહેરાંનો પતો મેળવ્યા પછી લગ્ન તુરત કરી નાખવાનું તેણીને સમજાવ્યું. પણ તેણી એકની બે થઇ નહીં; અને આખરે તે ભોળા જવાનને ઉતાવળા આશીરવાદ ભરાવી નાખવાની ફરજ પડી.

અને ત્યારપછીજ રતાંનાં પેટમાં કલેજી આવી હોય એવું લાગ્યું. ઉતાવલ્યાં લગ્ન કરી નાખવાનું તેણીને કશું કારણ હતું અને તે થઇ ગયલાં જોઇનેજ તે ફરેબી ફુલકસુરનાં દીલને ધીરજ મળી અને તેણી પાછી પોતાની અસલ મસ્તાંની અને તેજી ઉપર ચઢી.

લગ્ન પછી બીજે દિવસે પોતાનુ સુરતનું ઘર સદાનું બંધ કરી,

પોતાનાં ભરથાર સાથે તે મુંબાઇ—તેઓએ ખાસ ભાડે લીધેલા તેઓનાં વાલકેશ્વર ખાતેનાં બંગલામાં રાજ કરવા—આવી વસી. તે કમીની કાભાએ તેણીની હેતવંતી સગીની ગેરહાજરીની જરાએ પરવાહ કીધી નહી અને તેણીનો પતો મેળવવાની એક બી કોશેશ કીધી નહી. અબળા જાતીના નામને હીણું લગાડનારી તે દયાહીણ હા! જ્યારે તેણીના ભરથારે તથા સર્વે કોઇ ઓળખીતાંઓએ તેણીની એ નહી માફ થઇ શકે એવી ક્રુર વર્તણુકની વિરૂદ્ધ સખ્ખત શબ્દોમાં તેણીને કહવું, ત્યારે તે ધીકકારનું એક હરવું હસી અને તુચ્છકારથી બોલી હતી કે "એ મને કામનીજ શું હતી? મ્હારી જીંદગીમાં એ એક કવાબમાં હાડકાં સમાંન હતી અને ચાલી ગેઇ તો બલા લેતી ગઇ!"

અને તે દિવસથી તે ઓરતને પુરેપુરી પીછાણી બેહરાંમ તેણીને ખરાં જીગરથી ધીક્કારવા લાગ્યો. તેણીને કાજે તેના દીલમાં જેટલી દયા અને જેટલું માન હતું, તે સઘળું ધીટકારમાં ફેરવાઇ ગયું; અને મહેરાં માટેનાં પ્યારની આગ, જે આ તેનાં કમનનાં લગન પછી, બુજાવી નાખવા માંગતો હતો તે અફસોસ, કે દીવસો જતાં મોટું રૂપ લેતી ગઇ, અને તેનાં ભભુકાથી તે બાપડો વધુ અને વધુ તેમાં બળીજળીને કવાબ થવા લાગ્યો.

તેણે તેણી માટે ખાનગીમાં ઘણી ખોળ કીધી; મગર તેને તેમાં જરાએ ફતેહ મળી નહી. જાણે જમીનજ તેને ગરક કરી ગઇ હોય તેમ તે મુફલેસ મહેરીનો કેઠેથા બી પત્તો મલ્યો નહીં, અને ગમગીનીથી અર્ધ ઘેલા થયલા કચડાયલાં જીગરનાં તે જવાંને પોતાની પરણેતર બાણીની વધતી જતી ખફગી સાથે તદન નાચારીનાં મારેલાએ ચુપકીદી પકડી.

તે કોઇ સાથે ઝાઝુ બોલતો નહીં. એકાંતવાસમાં એકાદ નૉવેલનું ચીઠકું તે લઇ બેસતો; મગર વાંચવાને બદલે વારંવાર ઉંડી હાય કૂંકી, તેને કંટાળાને બાજુએ મુકી દઇ ઉંડા ગમગીર ખ્યાલમાં ગરક જતો. પોતાની પરણેતર સાથે તે વાત કરતો તો જરાબી મન મુકીને નહી; કેમજે તેની કોઇબી સલાહ તરફ તે હંમેશાં નાફરમાન માલમ પડતી હતી, અને તેણી સાથની વાતચીતમાં તેને હંમેશાં 'હારી–મ્હારી,' કુંથળા યાતો દોઢીયાંના ટકાજ શીવાય બીજું કશું બી માલમ પડતું હતું નહીં. દીવસો જતાં માત્ર ખાણું વખતેજ તે તેણી આગળ આવતો અને બનતાં તુરીક વાત કરવાનું અખાડા કરી, ખાણું ખલાસ થતાં, પોતાનાં એકાંતવાસમાં પોતાનાં એકાંત કંગાળ ખ્યાલોમાં રમવા, જઇને બેસતો.

"આજે મને તહમારી સાથે ખાસ કાંઇ ખાનગી વાત કરવાની છે, બહેરાંન," એક દિવસે ખાણું ખલાસ થતાં ટેબલ ઉપરથી ઉઠીને તેને ચાલી જતાં જોઇ રતાંએ કાંઇક ઠરસાથી કહ્યું. "કાંઇ તહમારૂં બાહણું ચાલશે નહી. અહીં બેસીને મને સહમજાવા માંગોછ કે બાહર બગીચામાં આવોછ?"

"કાલ ઉપર મુલતવી રાખવામાં આવે તો કેમ ?" બેહરામે ધીમા અને લગાર તોછડા સાહદે તેણી ભણી જોયા વિના એક હાથ ટેબલ ઉપર ટેકવી પુછયું.

"નહી આજેજ. ખાસ અગત છે."

"બાગમાં જવા માંગુંછ," તેને તે ડાઇનીંગ રૂમમાં બેસી નોકરો આગળ 'સીન' કરવા ગમ્યો નહી અને તેથી બાહર બગીચામાં જવાનું તેણે પસંદ કીધું.

તે ગયો; અને તેની પુઠે તેની ધણીઆણી ગઇ. બાહર ચાંદરણું હતું અને તેનો પ્રકાશ તથા ઠંડી લહેરીદાર હવા તે બગીચાને ઘણો દીલખુશ બનાવી રહ્યાં હતાં. તેઓ એક ઉંચા ઝાડની નીચે મુકેલાં બાંકડ ઉપર જઇ બેઠાં.

"મને પાંચસો રૂપ્યા જોઇયેછ, બેહરામ." તેણીએ બેસતાંની સાથે ઠસ્સાબાજ સાહદે કહ્યું.

"પાંચસો રૂપ્યા!" બેહરામે વિચારવંત અદાએ જરાબી અજાયબી બતાવ્યા વિના કહ્યું. "પાંચસો રૂપ્યા માંગવાનો કાંઇ રાતનાં સાડાઆઠ વાગાનો વખત નથી."

"એક અબળા જાતીમાં જોઇયે તેટલી અક્કલ અને તેટલું ડેહાપણ મનેબી છે, બેહરામ! મને ખાસ રાતોરાત એટલા રૂપ્યા જોઇયેછ કરીનેજ હું માગુંછ."

"આવડી રાતનાં રૂપ્યાની શું જરૂર હોય?"

"તે માંગનારનું કામ છે, નહીં કે આપનારનું!"

"ત્યારે હું રૂપ્યા આપવા સાફ ના પાડુંછ," બેહરામે ગુસ્સાથી બીંગ ફેરવી કહ્યું અને બાંકડ ઉપરથી તે ઉઠી ઉભો થયો.

"ઓ, વળી તમે ગુસ્સે થઇ ગયા?" તેનાં શર્ટનો છેડો મજબુત ધરી રાખી, તેને બેસાડી દેવાની કોશેશ કરતાં તે મતલબી મકકારે એકદમ નરમ થઇ જઇ આજીજી કરતાં સાહદે કહ્યું. "મને જ્યાંસુધી પૈસાની ઘણીજ અગત હોયછ, ત્યાંસુધી હું કદીબી એમ તમારી પાસે માંગુંછ ખરી? મને પૈસાની હદબાહર અગત છે, વાહલા."

તેણીના તે ફરેબ ઉપર તે ભરથાર એક તીરસ્કારનું હસ્વું હસ્યો. તે તેણી પાસે બેઠો નહી, મગર ધીક્કારથી તેણીના ચહેરાભણી જોતો કમ્મરે બે હાથ દઇ તે ઉભો અને પુછ્યું, "કારણ ?"

"ઓ, કારણ જાણી ત્હમે ગુસ્સે થશો, બેહરામ." તાણી તોડીને એક બે આંજુઓ પોતાની આંખમાં આણી તે કરગરેલા સાહદે બોલી.

તેણીનાં તે ચરિત્ર તેનાં ઉપર કશી અસર કરી શકયાં નહીં. "કારણ જાણ્યા વગર એકબી અધીં આપવામાં આવશે નહીં." તે બોલ્યો.

"બાજે વખત માટીડાઓ એટલા દયાહીણ કેમ થઇ શકતા હોશે ? ઓ, બેહરામ, ત્હમે કેવા ધાટકી છેઓ !" અને તે ફીતુરી અહીં રડી પડી. જુઠ્ઠાં, ઠગારાં તે આંજુઓ! તેનાં ઉપર તેઓ કશીબી લાગણી ઉપજાવી શકયાં નહીં. તેણીએ ભીંજાયલી આખે તેના ભણી જોયું અને બોલી, "બેહરામ, બેસો, એટલા બધા પત્થરનાં હૈયાના ના થાવ. બેસો, હું ત્હમને બધું કેહું."

અને તે બેઠો.

"મેં પેલી મારી સહી સાથે મલીને એક ઇંડયન પામીસ્ટની જગા પર જવા માંડયુંછ." તેનો હાથ પોતાનામાં લઇ તેણી બોલી.

"શુંઉઉઉ ?" પોતાનો હાથ એક ઝટકે તેણીમાંથી છુટટો કરી નાખી ગુસ્સાથી ફુંફાસ મારતાં બેહરામે કહ્યું. "તું શું બોલી ? મ્હારી મરજી ઉપરાંત મ્હારા હોકમની બાહર જઇ તેં તે કંગાલ જગા પર જવા માંડયુંછ, તે જગાઓ કે જે માટે પેલા જામેવાલાએ વર્ષો ઉપર કેવી જહમત ઉઠાવી લોકોનું ચેતવણી માટે ધ્યાન ખેંચ્યું

હતું ? અફસોસ ! સુધરેલી ગણાતી આજની ઘણીક પારસી દુક-લીઓમાં આ બદી પેવશ થયલી છે તે હું બરાબર જાણુંછ. પોતાના વરોને વશ કરવા કે પોતાની મતલબ મુજબનાં તેમણે ગોલામ બ-નાવવા માટે સેંકડો બલકે હજારો રૂપીયાનું તેઓ કેવું પાણી કરે છે તે હું બરોબર જાણુંછ. પેહલે તો એવા ધુતારાઓ " કંઇજ પૈસા જોઇતા નથી " એવા બહાણા હેયલ દીલ ખેંચે છે અને પછી એકવાર મોહીની લાગી કે પઇસાથી અને નીતીથી બી તેઓના હાથમાં ફસેલીને ખુહાર કરે છે. શરમ છે ! સુધરેલી કેળવણીની એવી વહેમી સ્ત્રીઓ ઉપર ધીકકાર છે!!"

' ઓ, બેહરામ ! એ મ્હારી પવીત્ર જગાને માટે એવો નજીસ ને હલકત ખ્યાલ લઇ જવાની ત્હમને કશીબી જરૂર નથી. " તેનો ક્રોધે ભરાયલો ચહેરો નિહાળી ખરે મને હ્હેસ્ત ખાઇ જતાં તે તદન નરમ સાહદે બોલી. " ત્હમે ધારોછ એટલી કૈ ખરાબ નથી. કોઇ માણુસનું ભલું પુરૂ કરવું હોય તો થોડાક પૈસા ખરચવાથી પાર પડી જાયછ."

તેની જબાં ઉપર એક ઘણો ગુસ્સાબાઝ વાકય બોલવાને માટે તૈયાર હતો; પણ તેને તેનો વિચાર ફેરવી નાખ્યો અને લગાર નરમ સાહદે બોલ્યો, "એ એવા તકલીદી વહેમમાં તણાઇ દુટીને તેં ત્હારો દી શું હધાર્યો ? એમાં પૈસાનો ધુમાડો કરીને ખસ્તે ખોહારજ થઇ કેની ?"

"આહ, ત્હમે કેવા ડાહ્યા અને જરા વારમાં સમજી જાવ તેવા છેવો !" તેનો હાથ પોતાની આખમાં દાબી તેણીએ કહ્યું; મગર તે હાથ બેહરામે ઝપાટામાં ખુંચવી લીધો. તે તોછડાઇની દરકાર કર્યા વિના તેણીએ વધાર્યું. "અને એટલા રૂપ્યા એજ કારણને માટે જો-

કયેછ મ્હારાં ઉંધાં નથીએ પેલા કાવસ હાંસોત્યા અને મારી બીજી ફ્રેન્ડઓની પટાવતની મોહકાણે હું ત્યાં જવા લાગી ને-ને પરીણામમાં મને ત્યાં જવાનો ચાલુ લોભ લાગ્યો. બિચારા કાવસે મને મદદ કીધી; પણ તોબી મને વધારે જરૂર પડી. બહેરામ, હું કાવસની પાંચસો રૂપ્યાની કરજદાર છેઉં. શું એ ત્હમે આપવા ના પાડોછ ?"

"એવા ધુતમધાતમના વાહીયાત વહેમને માટે રૂપ્યા મ્હારી પાસે મુદ્દલજ ફાળતું નથી. શું સારી ભલી દુઆઓ માગવા માટે આપણા આતશબેરામ બળી ગર્યા છે ?" ભારે ખફગીથી તેણે એક બરાડ મારી. "હું એક અર્ધીબી તને આપનાર નથી."

અને એટલું બોલી એક કુદકો મારી તે ઉઠી ઉભો થયો અને તેની પરણેતરને તજી ચાલી જવા લાગ્યો. તેજ પળે એક ઉશ્કેરાયલી વાઘણની અદાએ રતાંબી એક છલંગ મારી ઉભી થઇ અને દોડી જઈ મજબુત હાથે પોતાના વરને ચાલી જતો અટકાવ્યો.

"થોભો ! થોભો !! એમ ત્હમારાથી ચાલી જવાશે નહી." ઝનુનથી ભરપુર સાહદે હુંકારા મારતાં તે દહાએ ગગડાત કીધો. "એ પૈસા ઉપર જેટલો ત્હમારો હક છે તેટલોજ મ્હારો છે. એ પૈસા વાપડતાં ત્હમે મને કોઇબી રીતે અટકાવી શકનાર નથી. ત્હમને કશોબી હક નથી ! એ પૈસા મહારા છે અને તે હું હકથી માગુંછ."

"ત્હારા હકનાં છે તો બી હું આપવા સાફ ના પાડુંછ." તે બોલ્યો; અને તેણીના મજબુત હાથમાંથી છટકી જવાની તેને કોશેશ કીધી. બાજે વખત ઝનુની અબળાઓ મારીદા કરતાં જોરમાં ચાર ગણી પુરવાર થાય છે; અને થયુંબી તેમજ. બેહરામથી તેણીનાં હાથમાંથી છટકી નાહસી જવાયું નહી.

એજ પળે—જ્યારે તેઓ એમ હોજાતોજી કરતાં હતાં ત્યારે—ઝાડોમાં કંઇક ખખડાટ થયો, અને બન્ને જણા લગાર ચમકીને એકમેકને ટીકતાં ઉભાં. એક બીજી પળ કે જ્યારે બેહરામ તે પળનો લાભ લઇ ચાલી જવા માંગતો હતો ત્યારે જ્યાંથી ખખડાટ આવ્યો હતો ત્યાંથી એકાએક એક શખ્સ કુદકો મારી બાહર પડયો અને તે બંને વર્ણાધણુયાણીની સામે આવી ઉભો.

તેને જોતાં રતાંના મુખમાંથી ભયની—કાનને બેહરા કરી નાખે એવી કારમી—ચીસ પડી ગઇ; તેણીનો મુખડો મોહન જેવો સફેદ થઇ ગયો, અને તેણીને કોઇનો બી ટેકો મળે કે કોઇથી તેણીના બચાવ અર્થે જઇ શકે તે અગાઉ તે બાલેમ બી સુધબુધ ખોઇ લાંબી છટ ભોંય ઉપર તુટી પડી!

બેહરામ તે એકાએક ફુટી નીકળેલા આકાર ભણી હર્ષ અને અજાયબીથી ભરપુર છાટીએ દોડયો; "માણેક—મહારા વાહલા ભાઇ માણેક!" તે દોડતાં બોલ્યો.

પણ તે આકાર ગુમ થઇ ગયો; બેહરામ તેને જોઇ કે પકડી પાડી શકે તે અગાઉ, તેને જાણે જમીન ગળી ગઇ હોય તેમ, બે માલુમ થઇ ગયો; અને અજાયબીથી હદબડી ગયલો, અને અર્ધો બેહામ થયલો તે દુઃખી જવાન પોતાની પરણેતરનાં બેશુધ્ધ આકાર ભણી પાછો આવ્યો.

એ વળી ભેદી શખ્શ કોણ હતો?

# પ્રકરણ ૧૦.

—•—

વાત વધતીજ ગઇ. ખાનબહાદુર ધનજીશાહનાં 'હોમ ફોર ધી હેલ્પલેસ'માં પેલી થતી ચોરીઓના બાબમાં મામલો બીગડતો અને જ્યાદા ગંભીર થતોજ ગયો. હવે હવે તો દર અઠવાડયે ચોરીની બુમ ઉડવા લાગી.

ખાનબહાદુર અને તેવણનાં વફાદાર વાણોતરે તે બીગડતા જતા મામલાનો કંઇબી છેડો લાવી નાખવાનો નક્કી વિચાર કીધો. જોકે પાહલી માનવાને સાફ ના પાડતો હતો, તોબી ખાનબહાદુરનું તો નક્કી એજ મત હતું કે તેઓનાં તે હોમનુંજ કોઇ–છોકરાંઓ યાતો એકાદ નોકર–કમ્મુખ્ખીનું થઇને એવું બુરૂં પગલું ભરતું હતું; અને તેથી–આવી રીતે તે હોમમાં વરતાં નિરદોષની આબરૂ વિષે પોતાના શેઠને શંકાશીળ થયલા જોઇ–ખાસ કરીને પાહલી તે બીગડતા જતા મામલાનો આય તર કે પેલી તર નિવેડો લાવવા માટે જ્યાદા આતુર હતો.

"ચોરને પકડવાને માટે આપણુને એક એવું છટકું માડવું જોઇએ કે જેથી તે ચોરની ચોરી તું, હું અને જાઇ સીવાય બીજું કોઇ બી જણ જાણી શકે નહી, પાહલી." ખાનબહાદુર બોલ્યા; "અને તેને પોલીસમાં આપી તેનાં ભવિષ્યનો નાશ કરવા કરતાં શબ્દોથીજ તેને સારી રીતે પશેમાન કરવો જોઇયે, કે જેથી એવું બેહુદું પગલું ભરવાની એ જે હોય તે હીંમત તો શું મગર વિચાર બી કરે નહીં."

"શેઠ, આપણાં ત્રીજા ઉપરાંત કોઇ એક બીજા જણાનેબી

વિશ્વાસમાં લેવ તો સારૂં." પાહલીએ પોતાના મગજમાં કાંઇ ગણત્રીઓ કરી થોડેવારે વિચારવંત અદાએ કહ્યું.

"કાંમ ? કારણ ?"

"કારણ જે, જે મેં એ ચોરને પકડવાને મનમાં રચી રાખ્યુંછ, તેમાં આપણાં ઉપરાંત એક કોઇ વિશ્વાસુની મને વધારે ખાસ અગત્યતા છે." તે વિશ્વાસુ વાણોતરે સમજાવ્યું.

"એમ તો એમ," શેઠજીએ કહ્યું. "તું આપણા વિશ્વાસમાં કોણુને લેવા ઇચ્છેછ ?"

"હું પેલી અવારસ્યાની મહેરાંને લેવા ઇચ્છુંછ, મુરબ્બી," તેણે, પોતાના શેઠની લગાર અજાયબી, અસખત્ત, ખુશાલી સાથે ભેળાયલી, વચ્ચે કહ્યું. પછી તરત વધાર્યું, "એ નિરદોષ બાઇને હું સૌથી લાયક આસામી ધારૂંછ. સમજુ અને ઘણાં ડાહયાં મગજની એ છોકરી છે. તે ઉપરાંત–તે ઉપરાંત, શેઠજી," તે હસ્યો, "ફ્રની શેઠની બી એના ઉપર પસંદગી ઉતરેલી છે. એ છોકરી આપણુને ઘણી કામ લાગશે. કેમ, તમારો શું વિચાર છે ?"

"એજ. મનેબી ત્હારૂં કહ્યું ઘણુંજ ગમેછ." જવાબ મલ્યો. "હું અબઘડી એને બોલાવી મંગાઉં."

આ વાર્તાની હીરોઇન મહેરાં તે વખતે ત્રણ નાહનાં–પોતાનાં જેવાંજ દુન્યાની દયા ઉપર છુટેલાં—ભુલકાંઓ સાથે બાહર એક છાયાંવાળા શીતળ બાઝટની ઉપર બેસી ફરાંમ પાંડે સાથે નિરદોષ તાહેલાં મારતી હતી. ફરાંમ પાંડેનું તાહેલું હાસ્યરસથી ભરપુર હતું અને તેણીના ગમખ્વાર મુખડા ઉપર તે, એક દીલપઝીર હસવું પેદા કરવામાં હમેશાં ફતેહ પામતો હતો; તોપણ તે નિરદોષ મીઠાં હ-

સ્વાંગાંમી કાંઇ એવી ઉંડી ગમગીની સમાઇ ગયલી જણાતી હતી, કે તે જોઇને તે જશાંત પ્યારનાં બાણથી વધુ અને વધુ જખમી થતો હતો.

મહેતાં અવાસ્થાનેમી તે જહાંગ્યાની મીત્રતા કાંઇ ઓછી ગમતી ન હતી. જો કે ટુંક વખતમાંજ તેણીના ફરેસ્તા જેવા ચહેરા અને સ્વચ્છ વાક્યચાતુરીનાં પ્રતાપે તેણીએ એક દીલસોઝ સહીયેરાંઓનું ટોળકું પોતાની આસપાસ ભેગું કર્યું હતું, અને તે શીખેલી અને સજ્જનતાવાળી મીત્રણોમાં ચાલુ તે ઉલટ લેતી હતી તો બી ફરામ પાંડે સાથે બેરી રમુજી વાતચીતમાં ભાગ લેવાને તેણીને હંમેશાં ઇચ્છા થતી હતી. પોતાનાં રાતનાં એકાંતવાસમાં ગઇ ગુજરીનાં ગમઘેર ખ્યાલો જ્યારે તેણીના મગજ ઉપર ધસી આવી તેણીને દુ:ખી કરતા હતા ત્યારે અચાનક ફલી પાંડે અને તેની વાતચીત તેણીનાં ખ્યાલોની અંદર ઘુસી જતી, અને તેણીને એક જાતનો સધ્યારો તથા તે દુ:ખી ખ્યાલોમાં શાંતી મળતી હતી. કોઇ કોઇ વખત તો આગળું પાછલું તદન વીસરી જઇ તે બાળા કલાકોનાં કલાકો સુધી તે ખુબસુરત છોકરાનાંજ ખ્યાલોમાં રમ્યા કરતી હતી.

શું તે તેણીનાં પ્યારમાં પડી હતી? શું તેણીનાં નાશીપાસીથી કચડાઇને ભુંદો થઇ ગયલાં જીગરમાં નવેસરથી પાક પ્યારની લાગણીઓ ઉત્પન્ન થઇ હતી? તે પોતે પોતાને જવાબ દઇ શકતી ન હતી. જ્યારે ઉપલા સવાલો તે અબળા પોતાને પુછતી ત્યારે તેણી પોતાને જવાબ દેવાને બદલે શરમથી તે માથાં સુધી લાલચોળ થઇ જતી, અને તેવો ખ્યાલ પોતાના મગજમાંથી હઠાડી કાઢી કાંઇ

કામકાજમાં પોતાનું ચકધ્યાન લગાડતી હતી.

એ ફેરવાયલો મામલો ઘણુંજ થોડાંની નજરમાંથી ચુકી જતો હતો. મહેરાંની દિવસ જતાં ફલીમાં ઉલટ અને ફલીની ચાલુ મહેરાંની સંગતમાં રહેવાની આતુરતા તે હોમનાં દરેક જણનું ધ્યાન ખેંચી રહી હતી, અને આલાંને બદલે મહેરાં ઉપર તે જવાંનની પસંદગી ઉતરેલી જોઇ દરેક જણ બાતેનથી હદની બાહર ખુશી થયાં હતાં, કેમજે ઘણુંજ ટુંક અરસામાં મહેરાં સૌની માનીતી અને વાહલી થઇ પડી હતી.

પણ એ ફેરફાર એક જણ અદેખી આંખે નિહાળતું હતું. તે આલાં હતી. ફલીની તેણી તરફ બદલાયલી વર્તણુંક અને મહેરાં તરફનું તેનું ઘળાણ તે બાળા બાતેનથી અદેખાઇના ધગધગતા અંગાર સાથે તપાસતી હતી. જો કે બાહરથી તેણી કશુંજી જણાવતી હતી નહી મગર તે મહેરાંને પોતાનાં જીગરનાં છેક ઉંડાણમાંથી ધીક્કારતાં શીખી હતી.

ગરીબ મહેરાં! તે બીચારીએ પોતાની નિરદોષ વર્તણુંક અને ભોળાઇએ એક નવો જોખમ દુશમન ઉભો કીધો હતો.

આલાં મહેતા—મહેરાંના તે હોમમાં આવ્યા અગાઉ બી—છોકરીઓની કાંઇ ઘણી માનીતી હતી નહી. જો કોઇજી તેણી સાથે સારી રીતે વર્તતું તો ફક્ત ખાનબહાદુર અને તેવણની બહેનની લાજને લીધે; બાકી દરેક જણની તે અણગમતી હતી.

તે પોતાની ખુબસુરતી (જ્યારે ખરેખર તો તે તદન શોભાયમાન હતી નહી) ઉપર ઘણી ફુગરાતી હતી, અને પોતે ખાનબહાદુરની સગી અને ફલી પાદેની ભવિષ્યની મોહરદાર થનારી હોવે

તેણીથી ઉતરતી છોકરીઓ તરફ ઘણી તો છટાઇથી વર્તતી હતી. તે એક ખાલી દોરદમામવાળી અને હલકાં ભેજાંની અબળા હતી. રફતે રફતે ખાનબહાદુર અને તેઓનાં બહેન ઉપર બી એ વાત આવતાં તેઓ તેણી ભણી ઠંડાં થતાં ચાલ્યાં, અને અજાયબી તો એ હતી કે તેણીની મુદદઇ મહેરાંને દીવસો જતાં વધારે ને વધારે ચાહવા લાગ્યાં; અને તેથી મહેરાં તેણીને વધતી અકારી થવા લાગી.

મહેરાં, આપણે ઉપર વાંચી આવ્યાં તેમ, એક બાંકડા ઉપર બેસીને ફલી પાંડે સાથે નિરદોષ તાહેલાં કરતી હતી; તેણીને જ્યારે ખાનબહાદુર તરફનું 'કાંઇ ખાનગી કામ'નું તેડું આવ્યું ત્યારે તેણી લગાર અજાયબીથી ચમકીને ખડી થઇ, અને ફલીની નાશીપાસી વચ્ચે તેને વમાસણ કરતો છોડી તેણી તેઓ આગળ ગઇ.

તેણીને ટુંકમાં સઘળું સમજાવવામાં આવ્યું.

"અને એ ચોરી પકડવામાં અમને તમારી ભાગીદારી જોઇયે છ, દીકરી મહેરાં," સેવટે ખાનબહાદુરે ઉમેર્યું.

"જો તમને હું કોઇબી રીતની ઉપયોગી થઇ પડશ તો તે હું મ્હારી ખુશનશીબી ગણુશજી." મહેરાંએ સાદાઇથી જવાબ દીધો.

"હું ખાત્રીથી કેહુંછ કે એ ચોર કોઇ જાણુભેદુ છે—આપરા હોમમાંનુંજ એક કોઇ." ખાનબહાદુરે સમજાવ્યું, "અને તે રાતની જ વખતે એવું હલકું પગલું ભરતું જણાયછ. મેં ખાનગીમાં જુસ્તેજો કીધી હતી, પણ તે બધી કશીબી ફતેહ વિના ખાલી ગઇ છ; અને તેથી રાતનેજ વખતે અમને તમારી મદદ જોઇયેછ."

"હું કશું સમજી શકતી નથીજી." લગાર ગભરાતથી ગુંચવાઇને મહેરાંએ કહ્યું.

"એમ બાબજી સાહેબ કે," હવે પાહલીએ વચ્ચે હોમાવ્યું, "રાતને વખતે ચોર પકડવા ત્હમે બેરજો—અમે ત્હમને અમારા 'ડીટેકટીવ' તરીકે રોકયેછ." તેણે કહ્યું; પછી તે છોકરીને બીહકથી ધ્રોતા બન્નુ જોતાં દેખી તે કારભારીએ તરત વધાર્યું, "ત્હમો ગું-ચવાઓ ના. હું શું ગોઠવણ છે તે ત્હમને બરાબર સમજાવી. જોવની, આજે રાતે આપરે ખાણું અરધો કલાક મોડેથી કરાવીશું—એટલે સવા આઠને બદલે પોણા નવે અને જો થાનગો તો નવની વગાડીશું. હવે એ દરમ્યાન ત્હમો બુકબાયકો જલદીજ જમી લેજો: પછી છો-કરીઓ જમવાની ધાંધલમાં હશે અને સઘળી ધુમધામ ડાઇનીંગ રૂમમાં થતી હશે, તેટલાં ત્હમે સહાયથી 'મ્યુઝીયમ'ના ઓરડા આગળ આવીને ઉભા રહી શકશો. હું એક સેન્ટનું મોટી કબાટની હેઠળ સાંતી રા-ખશ અને ઓરડા આગળજ ઉભો રહેવશ. પછી તમે અંદર જજો, એક વાંચવાની ચોપડી લઇને કે હું તરત બારણું વાંસી દેવશ—જાણે કશું નહી બન્યું હોય તેમ. પછી એ ચોર કોણ છે તે ત્હમે ઘણી સહેલાઇથી જાણી અને જોઇ શકશો. જેવો તે ચોર જણાય કે તરતજ એક ચંગ જે હું પેલાં પ્રાણુની સાથેજ મુકી રાખશ તે જોશબંધ બજાવજો-અલબત, બાગ આગળ પુરતી બારી વાતેજ તે વગાડજો; એટલે હોમની અંદરનુ કોઇ જાણી શકશે નહી. શેઠ આખી રાત જાગતા બેસશે; અને જેવો ત્હમારો ચંગ સમજશે કે દોડી આવી તે ચોરનું—પછી એલણનાં જેમ ધ્યાનમાં આવશે તેમ—ઠેકાણું કરી નાખશે." તેણે લંબાણથી અને ખોલાસાથી સમજાવ્યું.

મહેરાંની બરડાની કરોડમાંથી ધાસ્તીની એક ઝીણી ઝણણી, ઉપલું સમજીને, પસાર થઇ ગઇ. તે એક છટકું હતુ અને તેમાં

ભાગ લેવા તે નિરદોષને જરા ગમ્યું નહી. તેણીના આખા તનમાં બીહકની લાગણી વ્યાપી રહી અને તેણીનો ચહેરો નાખુશીથી જર્દ મારી ગયો.

"ઓહ, સાહેબ, હું ઇચ્છુંછ કે હમે મને એમાંથી છુટી કરો," તેણીએ ઉસ્કેરાતથી પોકાર્યું.

"પણ કાંય?"

"એવા જાસુસીપણાંને હું ધીક્કારૂંછ." તેણીએ ધીમા સાહદે કહ્યું.

"એક ચોરને પકડવાનું જાસુસીપણું ધીક્કારવું શા માટે જોઇયે?" ખાનબહાદુરે પુછ્યું; પછી નરમ સાહદે વધાર્યું; "દીકરી મહેરાં, હમે અમને મદદ કરી ઉલ્ટું આખા 'હોમ'નું ભલું કરશો. મેં કહ્યુંછ તેમ એ ચોરીને લગતી શંકા અહીં વસ્તાંઓ ઉપર મને મજાબુત છે, અને એમ અમને મદદ કરી હમો ઘણાં નિરદોષોનાં માથાં ઉપરનાં એ વ્હેમને દુર કરશો."

"હું જાણુંછ, પણ-"

"બાઇજી સાહેબ, હમો કેહેછ તેવું જાસુસીપણું બજાવીને હમો અમને આભારી કરશો." મહેરાંને વધુ બોલતી અટકાવી પાલીએ કહ્યું. "હમે જાણતાં નહી હશો, પણ અમને એક ડાહી અને સમજુ છોકરીની અગત્યતા છે, અને તે બન્ને ગુણો હમારાંમાં અમો પુરેપુરા ઉતરેલા જોઇયે છીયે. હમારા સિવાય અમને બીજું કોઇબી ઝાઝું ખપ લાગવાનું નથી. બાઇજી, અમે કહ્યુંછ તે ઉપર વિચાર કરો."

તેણી વિચાર કરવા થોભી. મગર આવતી ભયાનક ખરાબીનાં

તે બાપડીને અત્યારથી બસારત થતી હોવે તેણીનું નિરદોષ જીગર ઘણાં જોશથી ધબકવા લાગ્યું અને તેણી કશું વિચારી શકી નહી. તેણીનાં ધ્રુજતાં હૈયાં ઉપર હાથ મેલી તે કેટલી પળો સુધી અરધાં માંદી જેવી ખુરસીને અઠેલીને તદન ચુપ બેઠી.

"તમે જે કહ્યુંછ તે હું બજાવશ, મુરબ્બીજી," મહેરાં, એકાએક તાબેદારીથી બોલી ઉઠી. "ગોઠવણ શું છે તે જો મને પાછી સમજાવામાં આવશે તો હું મોટી ઉપકારી થવશજી."

અને પાહલીએ વધતા ખોલાસાથી થોડાક ધીરજ આપનારા સખુનો ઉમેરી તે છોકરીને એકવાર પાછી પોતાની ગોઠવણ કહી; તે સમજીને-તે છોકરી પોતેબી અજાયબ થઇ કે એકાએક એ તેણીનાં બદનમાં શું થતું હતું-લડડતા પગે ઉઠી અને તે ઓરડો છોડીને જતી રહી.

*                    *                    *

મહેરાંના આંગમાં ટાઢનું એક લખલખું ભરાઇ આવ્યું-ગોઠવણ મુજબ રાતના નવ વાગે જ્યારે તે મધુરી પેલાં સંગ્રહસ્થાનવાળા ઓરડામાં જઇ બેઠી, અને ધીમેથી જેવું તેણીની પાછળ તે રૂમનું બારણું ધંકાયું ત્યારે તેણીનું આખું તન ઠંડીની ધ્રુજરીએ ધરૂજવા લાગ્યું.

તેણી એક કબાટ જ્યાં એક ફાનુસ અને ચંગ મુકવામાં આવ્યાં હતાં ત્યાં જઇને એક ખુરસી ઉપર ધબ દઇને બેસી ગઇ. તેણીએ ઘણાં જોશથી પોતાના દાંત ભીડયા અને હાથની અદબ વાળી બેઠી. થોડીજ મીનીટમાં તે ઠંડી ભાગી ગઇ અને તેને બદલે, તેણીને તેણીનું શરીર તાપમાં ખખળતું જણાયું. તેણીને હદની બ-

હાર ગરમી લાગી–તેણીનો જીવ ફરવા અને ગુંગળાવા લાગ્યો. ઓ ! તે બાપડીને એ બધું શું થતું હતું ?

તેણીએ વાંચવાની એક ચોપડી ખાસ લીધી હતી. તેણીએ તે ખોલી અને ફાનુસનાં ઉજાશથી વાંચવા લાગી; મગર તેણીથી વંચાઇ શકાયું નહી. તેણીનું માથું સખ્ખત દુઃખવા લાગ્યું અને તેણીનું તન થોડીક વારમાં ઠંડુ તો જરાકવારમાં ગરમ, એવી રીતે તેણીને બેતાકાત અને માંદી કરવા લાગ્યું.

તેણીએ તે ચોપડી પોતાની બાજુએ મુકી દીધી અને કળ ખાતાં માથાંને પોતાના હાથમાં ધરી કાંઇપણ ખયાલ કરવા વગર તે જમીન ટીકતી બેઠી.

એ ચોર કોણ હશે ? એક પછી એક દરેક છોકરીને તેણીએ અત્રે યાદ કીધી. તેણીને કોઇની ઉપરથી શક ગયો નહી, અને તેણીએ તે બીહામણાં એકાંતવાસમાં ખરાં જીગરે દુવા ગુજારી કે જયાંસુધી તે અહીં હતી ત્યાં સુધી કોઇ આવે નહી–કોઇનીબી એ નામોશી પકડવામાં તેણી ફતેહ પામે નહીં.

ઓ ! વખત જતાં તેણીનું માથું કેવું સખ્ખત દુઃખતું હતું ! તેણીએ ઇચ્છયું કે તે અત્રે નહી આવી હતે. તેણી ખુરસી ઉપર અપેલી પડી અને તેણીની આંખ થોડોક વખત બંધ થઇ ગઇ; મગર તેણી પાછી ઝબકીને ઉઠી. આંખ વીંચી સુવાનો આ સમો હતો નહી. તેણીની આંખ પાછી બંધ થઇ ગઇ; મગર એક જીવ તોડ મહેનતે તેણીએ તે ખોલ્લી રાખી.

પણ જરાક વારમાં તે બેતાકાત બની ગઇ. ઘડીકમાં ઠંડી અને ઘડીકમાં ગરમી અને આંખને ગોયા ચીરીને ખોલ્લી રાખવાની

તેણીની કોશીશ, તેણી માટે ઘણું થમ પડ્યું, અને જરાક વારમાં અરધી નસોસ જેવી આંખ વીંચી તે પડી.

તેણી એક જબરદસ્ત ફાળ ખાઇને ઝબકી ઉઠી! તેણીએ નીકળી પડતા ડોળાએ તેણીની સામેની ભીંત ઉપર જોયું–ત્યાં એક ચાલતાં આસામીનો પડછાયો પડતો હતો અને–અને–એક ભયાનક ભયની ચીસ બહાર પડી જતી તેણીએ અટકાવી તેને ગળાં આગળજ ગુંગળાવી નાખી!

તેણીએ જોયું–ઉડી જતાં જીગરે અને ફાટેલા ડોળાએ તે આસામી–તે અંધારી રાતનાં ચોરને–તેણીએ બરાબર નિહાળ્યો. તે એક અબળા હતી. પહેરેલી સુવાના શુદ્ધ સફેદ ગાઉનમાં છુટા વાળ સાથની તે એક છોકરી–સાધારણ ઉંચાઇની એક જવાંન અબળા હતી!

પોતાની ધડકતી છાટીને શાંત રાખવાની મકસદથી તે પોતાનો હાથ દાબી ચુપ ઉભી અને તે ચોરની હીલચાલ જોવા લાગી. તેણી ધાસ્તીથી ફાટી ગઇ અને તુરતજ તે કોઇ કમનશીબ અને કમબુદ્ધીની કન્યા માટે દયાથી દાઝી ગઇ. ઓ! નહી! તે ઉંધે રસ્તે ઉતરી પડેલી અબળાને તેણીએ અટકાવવીજ જોઇએ. અરે, કેમ–કેમ તે પોતાની જાત–બહેનને આવું બેહુદું પગલું ભરતી જોઇ અને સાંખી શકે?

તેણીએ પેલું ચોર ફાનુસ પોતાના હાથોમાં ઉચક્યું, તે હાથો પવનમાં પાદડાં પેરે હીલતા અને એક તરતનાંજ જન્મેલાં બાળકનાં કરતાંબી નબળા અને બેતાકાત અત્રે બની રહ્યા હતા; અને તેણીએ તે આકાર ભણી ઉજાશ ફેંકી જોયું અને ધાસ્તીની એક બીજી ચીસ અટકાવી તે પાછળ બે ડગલાં હટી ગઇ. ઓ, તે કોણ હતું?

તે ખાનબહાદુરની પેલી સગી આલાં મહેતા હતી.

×　　×　　×　　×

**આલાં મહેતા!**

તુંડી, તુમાખી અને હતી તેમાં વધારે રાતનાં સફેદ ગાઉન અને છુટા વાળને લીધે બદસુરત તે ચોર ઓરત આલાં મહેતાજ હતી, જે પોતાનું પાપ પકડાઇ આવ્યાથી મોહત જેવી ફીકી પોતાની મુદદઇને જોતી ખામોશ ઉભી હતી.

બે પળ સુધી તે બન્ને અમળાએ એકમેકને જોયા કીધું.

"આલાં-ઓ, આલાં!" ધાસ્તીથી ઉકળાતી અને બેસતી છાટીએ મહેરાં ગુંગળાતા અવાજે બોલી; "ઓહ, હું કેમ માનું? હું માનીજ શકતી નથી! શું એ તુંજ છે?"

આલાંએ ઘણા જોશથી પોતાની મુઠ્ઠી વાળી અને કચવાતથી એક વાઘણ પેરે દાંત કચકચાવ્યા.

"તું આવું જાસુસીપણું કરવા અહીં બેઠીછ કે?" ભીડેલા દાંત વચ્ચે તે બોલી; "બેશરમ, કંગાલ જાસુસ!"

"આલાં, ઓ, નહી, આલાં!" મહેરાંની આંખમાં આંસુઓ ધસી આવ્યાં, અને તેણીને તે અપમાનભર્યા શબ્દો બોલતી અટકાવી તે મધુરીએ ગદગદીત કંઠે કહ્યું; "ઓહ, આલાં! હું કેમ માની શકું! તું એવું પગલું ભરીજ કેમ શકી? મને વનછશાહ ને પાહલીઆએ અહીં ચોકી કરવા બેસાડીછ, પણ જો હું જાણતે કે એ તું હતી તો—ઓ! મ્હારી જીંદગીને ખાતરબી હું એઓને અહીં બેસવા સાફ ના પાડતે."

આલાંએ ધીક્કાર અને કીનાથી તેણીની પાસે ઉભેલી તે મીઠી

ગુસ્સેસ મધુરી ભણી દીધું. તેણીના ગાલ ઉપરથી સરી પડતાં આંજુઓ તે કેસરેવજ ઉપર કશી અસર કરી શકયા નહી; અને તે પણે હતો તે કરતાંબી વધારે ધીક્કારથી તે બાપડીને તે ધીક્કારવા લાગી.

તે કે જેણીએ તેણીની ગોદમાંથી ફુલી જેવા જવાંનને છીનવી લીધો હતો, અને જેણીએ ઘણુંજ ટુંક વખતમાં ધનજીશાહ, તેવણુના બહેન તથા હોમના સર્વેનું વાહલ જીતી લઇ તેણીને બધાંથી અલગ કરી નાખી હતી, ઘણુંજ થોડા અરસામાં તેણીએ પોતાને સૌથી હલકી પંકતી ઉપર મુકી દીધી હતી, તેજ—અરે, તેજ કંગાલ કાબા, તેણીની ચોરી પકડનાર અને તેણીની નામોશી જાહેર કરનાર હતી? આલાંની મગરૂરીને તે જોઇયે તે કરતાં ઘણો જયાદા મજબુત ફટકો હતો, અને તેણી તે ખમી શકી નહીં.

તેણીએ કેટલી બધી વખત આવી રીતે ચોરી કીધી હતી, હંમેશાં પુરતી ફતેહ સાથે! અને આજેજ—અરે આજેજ કે જ્યારે તેણીએ તે છેલ્લીજ ચોરી કરી લેવાનો મનસુબો કરી રાખ્યો હતો ત્યારેજ—તે કારમખી તેણીને નડી હતી? તેણીએ જુસ્સાથી હવામાં મુક્કી ઘુમાવી.

"અને હવે મને પકડીને તું શું કરવા ધારેછ?" તેણીએ તોછડાઇથી બીજાં કશાંનીબી પરવાહ કીધા વિના ધીમા અવાજે પુછયું.

"હું કંઇ જાણતી નથી!" આંખમાંના આંજુઓ ખંખેરી નાખી તે છોકરી ભણી દયા અને દીલસોજીથી દેખીને મહેરાં બોલી.

"અરે, આલાં, તેં એવું કાંય કીધું? અરે, તું એવું ગુનાહભર્યું પગલું ભરીજ કેમ શકી? એમ કીધાથી ત્હારા હાથમાં શું આવ્યું? અહીંની લીધેલી ચીજ કદાચજ તું ત્હારી પાસે સંતાડી રાખી શકતી હશે, અને તેબી ચાલુ કેટલા અને કેવા ધડકધુજારા સાથે!"

"હું એકબી ચીજ મ્હારી પાસે રાખતી'તી નહી." તેણીએ તોછડાઇથી કહ્યું. "આગળ રહીને એ ચીજ મ્હારી પાસે રાખી હું મ્હારો નાશ કરી નાખું એવી કંઇ હું ભોલીભટાક નથી. અહીંની ચીજો મેં મુંબાઇ મોકલી, વેચાવી નાખી અને તેના પૈસા આવવાથી હું સોજજી સોજજી સાડી અને સહરા બદયાંન લાવીને પેહરુંછ. હું સારે ઘેરે પરણવા માગુછ; અને સારા જવાન્યાઓ જ્યાંસુધી એક છોકરી એસ્કી ટાઇટ થઇને ફરતી નથી ત્યાંસુધી તેણી બણી ઝાંખીને જોતાબી નથી!"

"પણ, ચોરી! એસ્કી થવા માટે આવી ભયંકાર ચોરી, આલાં?" મહેરાં બડબડી.

"ઓહ, વેલ, તે મેં કીધીછ ને હવે તું કરવા શું માંગેછ?" તે છોકરીએ કમ્મરે હાથ દઇ જરાબી બીહયા વિના પુછ્યું. "તેં શું કરવાનો ઇરાદો રાખ્યોછ તેજ હું જાણવા માંગુછ. અલબત, આપરાં 'હોમ'ની આબરૂ ખાતર આય વાત, હું જાણુંછ કે, તું જાહેરમાં નહીજ મુકશે."

"પણ આલાં—" મહેરાં બોલી—તે બાપડીનો અવાજ દુઃખથી ભરપુર હતો; "મેં ધનજીશાહને વચન આપ્યુંછ કે જો-કે જો કોઇબી અહીં આવે તો મ્હારે ઘંટ વજાડી એવણને જણાવવું. એવણ પોતાના ઓરડામાં જાગ્રુત અવસ્થામાં ખોટી થતા હશે."

"ખોટી થતા હશે ?" આલાંની આંખમાં ધાસ્તી વ્યાપી રહી અને તેણીએ ખોખરા ફાટેલા ઘોળ જેવા અવાજે મહેરાંના શબ્દોનો પડઘા કીધો, "ઓ, શું ત્યારે તું મને પકડાવી દેશે ? મહેરાં, મને કહે, તું એમ નહી કરશે. ઓ, એ લોકો મને જરૂર પોલીસના હાથમાં આપશે. ઓહ ! તું એમ ના કરતી, મહેરાં !" તેણી કગરી પડી. તેણીનાં ગાળ ઉપરથી આંસુઓ ખરી પડયાં; તેણીની તોછ-ડાઇ જતી રહી અને ગુંઠણીએ પડી તે તુમાખી છોકરી મહેરાંની સાડી પકડીને આજીજી કરવા લાગી.

"આલાં, હું વચન આપુંછ !" તે ભોળાં દીલની દીલાવર બાળાએ કહ્યું; પછી આલાંનો હાથ માયાથી પકડી તેણીને ઉઠાડતાં તેણીએ વધાર્યું, "પણ મને વચન આપ કે જો હું આય ત્હારો ભેદ સાચવું, તો તું આવું પગલું કદીબી ભરશૂ નહી–ભરવાનો કદી એવો હલકો વિચારબી કરશે નહી."

"ઓહ, હા–હા." આલાંએ કહ્યું. "હું વચન આપુંછ."

"તું પુર ગંભીરાઇથી વચન આપેછની !" આલાંના અવાજમાં ઠંડાપણું જોઇ તે લગાર શંકાથી બોલી. પછી લાગણીથી ધ્રુજતા અવાજે વધાર્યું. "ઓ આલાં, વિચાર કર. આય ત્હારી વાતની જો બીજા કોઇને ખબર પડતે તો ધનજીશાહ અને મોટાંમાય તથા આપરાં આખ્ખાં 'હોમ'ને કેવી નામોશી લાગતે ?"

"પણ હું તને કેહુંછની કે હું પ્રૉમીસ થાઉંછ !" તોછડાઇ પાછી તેણી ઉપર ગાલેબ થઇ અને તે તોછડા અવાજે બોલી. તેણીએ આંસુઓ ખંખેરી નાખ્યાં અને સીધી ટટાર થઈ ઉભી. "ત્યારે હવે હું જાઉંછ. યાદ રાખજે, તેં મને વચન આપ્યુંછ; અને તેજ પ્રમાણે

તું ધનજીશાહને કેહજે કે તેં કોઇને પણ અહીં જોયું હતું નહીં."

"વારૂ," મહેરાં બોલી; પછી ફીકરથી વધાર્યું, "પણ તું સહી સલામત કેવી રીતે જઇ શકશે?"

પણ આલાં જવાબ આપવા થોભી નહી. એક ચમકારા પેરે તેણી મહેરાંની બાજુએથી ખસી ગઇ અને મહેરાં કશું વિચારી કે બોલી શકે તે અગાઉ તે ઓરડાની બાહર જતી રહી.

ધડકતાં જીગર ઉપર પોતાનો હાથ મેલી મહેરાં તમામ તાજુબ થતી એક પુટલાં મીસાલ ઉભી. કોઇબી અવાજ નહી—જરાકબી સણસારો નહી! ત્યારે શું આલાં તે 'મ્યુઝયમ'નું બારણું ધાંકી સહી-સલામત પોતાના બીછાણા ઉપર જઇ શકી હશે?

તેણીનું ધડકતું હૈયું ધીમે ધીમે શાંત થયું. લડડતા પગે તેણી ખુરસી આગળ ગઇ અને તેની ઉપર ફસડાઇ પડી આજ રાત્રે બની ગયલા સઘળા વિચિત્ર બનાવ ઉપર ફાટફાટ થતાં મગજે વિચાર કરવા લાગી. જુઠ્ઠું—એક ભયાનક જુઠ્ઠું—તેણીને બોલવું પડનાર હતું, તેનો હવે તેણીને ખ્યાલ થવા લાગ્યો; એક કે જેને તેણીનાં જેવી દુન્યાની દયા ઉપર છુટેલી અબળાને આશરો આપ્યો હતો તેને ઠગી, તેનો વિશ્વાસઘાત તેણી કરનાર હતી, તેનો તેણીને ખ્યાલ થયો, અને તે ખ્યાલ વખત જતાં સંતાપની લાગણીઓ સાથે મીશ્ર થવા લાગ્યો.

તેણીએ ઇચ્છયું કે તેણીએ આલાંને વચન આપ્યું નહી હતે; પછી બીજીજ પળે તેમ ન કરતાં આલાંના નાશનો ખ્યાલ કરતાં તે પરગજુ કોમળાંગી ખરાં જીગરે કમકમી રહી. લાંબો વિચાર કરતાં તેણીને લાગ્યું કે જે તેણીએ કર્યું હતું તે વાજબીજ હતું.

તેણીએ ચોરી થતી ઉપર અટકાવ નાખી આલાંને એકવાર ફરી સારે રસ્તે જવાની તક આપી હતી.

અફસોસ ! તે દીલસોઝ બાળાને કયાં માલમ હતું કે એજ તેણીની ભલાઇ—એજ તેણીનો ભોલાપણાનો ઉમદા ગુણ—તે બીચારીને ખરતે ખોહારીની કીનારી ઉપર આણી સત્યાનાશીના સાગરમાં સદાનો ડુબાડી દેનાર હતો ?

તેણી કલાકોના કલાકો સુધી ત્યાં બેઠી. આલાંની ચોરી ઉપરથી તેણીના ખ્યાલો દોડતા દોડતા તેણીની આગળી પાછલી ઉપર ગયા—બેહરામ, એકવારનો તેણીનો વાહલો ચાહેલો જવાંન, તેણીને હૈયે ચઢી આવ્યો; રતાં—વાહલી મીઠી તે પીત્રાઇ બહેન—તેણીને યાદ આવી, અને તે બીચારીએ તે કંગાલ એકાંતવાસમાં નવેસરનું મુગું કલાંપીત કીધું !

જયારે તે સઘળા ખ્યાલોની ખુમારીમાંથી તેણી બિદાર થઇ ત્યારે કમ્મરની એક બાજુથી તેણીને સખ્ખત દુઃખાવો થવા લાગ્યો. હજુ તો તે જગા દાબવા પોતાનો કોમળ કર તે બાજુએ લઇ જતી હતી, તેટલાં તેણીની છાટીમાં એકાએક કાંઇ કળતર મારી આવી. ગરીબ તે ! તેણીએ એક દુઃખની ધીમી ચીસ પાડવા ધારી, મગર બ્યર્થ; કેમજે તેણીથી સેહલાઇથી દમ લેવાઇ શકાયો નહિ !

## પ્રકરણ ૧૧.

—xx—

બીજી સહવારે નારતાની ટેબલ ઉપર જ્યારે આલાં મહેતા આવી ત્યારે તેણીના ચહેરા ઉપર ગઇ કાલ રાતની ધાસ્તીનાં ચીન્હો જરાએ જણાતાં હતાં નહીં. હંમેશનો મગરૂર, તોછડાઇથી ભરપુર, લાંબો પટલો તે નક્કરો ચહેરો હતો. તેણી તદન ખુશાલ હતી; અને હંમેશનાં કરતાં વધારે એખલાસથી તે તેની બહેનપણીઓ સાથે વર્તતી જણાતી હતી.

મહેરાં અવારયા ત્યાં હતી નહી. તેણીની ખુરસી ખાલી હતી, જે જોઇ દરેક છોકરીઓ ઓછી વધતી ચિંતાતુર અને તેણી માટે આતુર બની; મગર આલાંએ ના તો કોઇની ફીકરમાં ભાગ લીધો કે ના તો તેણીની ગેરહાજરીનું કારણ જાણવાની દરકાર કીધી.

નારતો ખાધા પછી તે એખલી જઇને પોતાના ખ્યાલોમાં બાગમાં એક બાઝટ ઉપર બેઠી.

ગઇ રાતના 'મ્યુઝયમ'માંથી પોતાના બીછાણા ઉપર તે સહી-સલામત જઇ શકી હતી; જ્યાં ભર ઉંઘમાં પડવાને બદલે તેણીએ આખી રાત કોરડી ગુજારી હતી.

તેણી ઘણીજ સહેજમાં ફસી પડતી બચી ગઇ હતી; મગર તે માટે, ના તો તેણીનાં બચાવનાર ભણી તે આભારી થઇ કે ના તો પોતે ભરેલાં બેહુદાં પગલાં માટે પસ્તાવાથી તેણીને વિચાર આવ્યો. હવે જે તેણીને ખ્યાલો આવ્યા, બલકે વસવસો થયો, તે એ હતો કે હવે પછી તેણીને કોઇબી કીસમે પુરતા પૈસા, કે જેની બરકતે

તે ભારે ઠાઠમાઠથી ફરતી હતી તે, મળી શકનાર ન હતા. તેજ તે-ણીની દલગીરી હતી—આવી રીતે પૈસા પેદા કરવાનું અટકી પડેલું સાંધણુ તેણીનો પસ્તાવો હતો. હવે, તેણીએ વિચાર્યું કે, પાછું એવું પગલું ભરવું ઘણું ધાસ્તીભર્યું અને મુર્ખાઇભર્યું હતું.

મહેરાં માટે તેણીને ઘણું ઝનુન છુટયું; અને કાંઇપી ક્ષમે તે અબળા ઉપર એ સબળાંનું વેર વાળવાનો ઘણાં ગંભીર કસમ ખાઇને તેણીએ મનસુબો કીધો.

એક કલાક પછી તેણી બેઠી હતી ત્યાં એક છોકરી ગાભરી આકરી પડેલી દોડી આવી.

"કાંઇ મહેરાં—મહેરાં અવારયા માટે તે સમજ્યુંછ, આલાં?" તે ગભરાયલી છોકરીએ હાંફતાં હાંફતાં પુછયું.

"નહીં; કેમ?"

"ઓ, એ બિચારી ઘણી માંદી પડી ગઇછ. ધનજીશાહજ હમણાં મને મલ્યા તે એવણ કહેતા'તા કે એને 'ઇન્ફ્લુએન્ઝા'નો હુમલો થયોછ. ઓ, ગરીબ બિચારી! કેસ જરા 'શીરીયસ' છે—'ન્યુ-મોન્યા' ઉપર નાખી દેવાની ધાસ્તી છે." એટલું બોલતાં તે છોક-રીની આંખમાં આંજુઓ ચળકી રહયાં, જે, બાપડી મહેરાં તરફ તેણીની કેવી લાગણી હશે તે ખોદ્દી સાહદત આપતાં હતાં. "એને મોટા બંગલામાં લઇ જવામાં આવીછ—જ્યાં ખાસ મોટાંમાય (જા-ઇજી)નાં ઓરડામાં એને રાખીછ. અરે, હું ખોદા પાસે કેવું માગુંછ કે એ જલ્દી પરગરી પડી જાય!"

"હુંબી એવુંજ ઇચ્છુંછ, નાજાં," આલાંએ બાહરનો ગમીથી ભરેલો દેખાવ રજુ કરી કહ્યું; પણ જેવી તેણીની પીઠ ફરી કે એક

ધીક્કારનું કઠોર હસ્યું તે લુચ્ચી અબળાના ફીકા રંગ વગરના હોથે।
ઉપર ફરી વસ્યું.

તે હસવું થોડાવારમાં તેણીનાં મુખ ઉપરથી ગેબ થઇ ગયું અને તેને બદલે તેણીનો આખ્ખો મુખડો તીરસ્કારથી ભરપુર લાગણીએ કરો થઇ રહયો. સઘળી છોકરીઓની, જેઓ માંદી પડતી તેઓની, 'હોમ'વાળાજ બંગલામાં એક ખાસ છુટા નાહનાં ઓરડામાં રાખી સારવાર કરવામાં આવતી હતી; જ્યારે આગ 'પોરી,' આલાં કપટથી મનરો વગારતી, જેણી ચાર પાંચ મહીના થયાજ 'હોમ'માં આવી વસી હતી, તેણીને ખાનબહાદુરનાં પોતાના બંગલામાં લઇ જવામાં આવી હતી, અને મોટાંમાય જાયજીએ પોતાને માથે સઘળી અગવડ ખમી લઇ પોતાનો વપરાસનો રૂમ તેણીના 'સીક રૂમ' તરીકે રોકયો હતો ? ઓ, અજબ ગજબ ! તેણાને મનરો તે એક ગજબ–એક આફતજ હતી, અને ઓ ! તેણીએ કેવું ખરાં દીલથી માંગ્યું કે તે મરી જાય, તેણીની આ માંદગીમાંથી તેણી કદીએ પાછી ઉઠે નહી ! !

એક સાંઝનાં કાંસી કુંસીને–પોતાને માટે કોઇ ખુરૂ નહિ વિચારે એવું માની તે છોકરીએ મહેરાંને જોવા જવાનો વિચાર કીધો. 'હોમ'વાળા અને ખાનબહાદુરનાં વસવાતના બંગલા વચ્ચે એક બગીચો હતો, જે ખલાસ કરી તેણી ખાનબહાદુરના રહેવાના બંગલાના વરંડા ઉપર આવી ઉભી, જ્યાં તેણીને સામોજ ફલી પાંડે મલ્યો. તેણીનું જીગર મુજી રહ્યું.

તેનો ચહેરો અગાધ ગમીના ગારમાં ગરક ગયલો હતો અને પોતાનું શીર જમીન ભણી નમાવી તે બણું ધીમા પગલે ચાલતો હતો.

મહેલ્લી એક બે પળ આલાએ માની લીધું કે તેણીને જોયા વિના તે ચાલી જશે; પણ નહીં, તેણે તેનું માથું ઉંચકયું; અર્ધી સેકન્ડ તેણી ભણી તેણે બેધ્યાનપણે ટીકયાં કીધુ અને પછી થોભી, સભ્ય-તાને માટે પોતાની 'હૅટ' ઉતારી.

ધબકારો કરતાં હૈયે તે છોકરીને તે ઘડીએ તુરતજ દીચરો જતાં ફલીને મળતું કામ અને તેની ફતેહ યાદ આવ્યાં અને તે માટે તેને ઘણાં અસરકારક શબ્દોમાં મુબારકબાદી અને શાબાશી આપવાનો તેણીએ વિચાર કીધો.

"ઓહ, આલા!" પોતાની 'હૅટ' હાથમાં ધરી રાખી તે જવાને ખોખરા અવાજે કહ્યું; તેનો ઉંડો ગમગીન મુખડો નિહાળી તે અબળા હદની બાહર અજાયબ થઇ. "તેં કાંઇ ખબર સમજી કે?"

"હા, અને તે માટે હું તમને ખરાં દીલની મુબારકબાદી આપુંછ, ફલી." તેનો જમણો હાથ પોતાનાં બન્ને હાથોમાં લઇ તે બોલી. "આટલાં વરસોની મહેનતનો તમને દીવસ જતાં ઘણો સારો બદલો મળતો જાયચ. ખોદા કરેને એથીબી વધારે તમને ફતેહ અને આબાદી મળે અને તમારૂં નામ ઝળકતું થાય!"

"નામ ઝળકતું થાય?" તેણે કાંઇક ઝાંખી અજાયબી દેખાડી કહ્યું. "ઓહ, આઇ સી. તું પેલા ગબ્બર બૅંગાલી મારફતે મને મળતાં કામ વિષે કહેછ. છટ! આય ઘડીએ એવી ચીજોની મને જરાકબી પરવાહ નથી." પછી ચિંતાતુર અવાજે—"ઓ, હું તો મહેરાં, મીસ અવાસ્યાને માટે બોલુંછ. એ બિચારી એકાએક કેટલી બધી સીક પડી ગઇછ! તેં સમજ્યું તો હોશે."

"હા, અને તેથીજ હું એની ખબર પુછવા આવીછ." તેણીએ

જવાબ દીધો. "એને 'ઇન્ફ્લુએન્ઝા' થયોછ, એમ તો કહેછ. હું ધારૂં છ, કાંઇ ઘણું નહી હોશે. જરા લગાર દમ વગરની એ માંદગી મને તો લાગેછ. તમે શું કેહોછ, ફ્રેડી ?

"ઓ, એ ઘણી રીક છે, એમ મને પપાએ કહ્યું." તેનો અવાજ ઘણો ધ્રુજતો હતો. "એ લોકોએ તુરતજ ડૉ. અરપેંડચારજીને બોલાવી મંગાવ્યા ને–તે એવણ કહેછ કે–કે–કેસ ઘણો ધાસ્તી ભર્યો છે. ઓ!" અને દુઃખનું એક બેચટકાવ ડસ્કું તેના મુખમાંથી બાહર પડયું; અને તે ધબ દઇ ત્યાં પડેલી એક ખુરસી ઉપર બેસી ગયો, અને પોતાનો સફેદ મુખડો લાગણીથી ધ્રુજતા હાથોથી ઢાંકી દીધો.

આલાંએ તે અદેખાઇ અને અજાયબીની મીશ્ર લાગણીથી જોયું.

"ઓ! એ મ્હારે માથે એક કેવો જબરદસ્ત ફટકો!" તેણે ઘણાં નબળા સાદે કહ્યું અને પછી હાથ કાઢી નાખી આલાં ભણી અરજ કરતી ઘમે જોઇ વધાર્યું, "આલાં, તું એ છોકરીની ફ્રેન્ડ છે–તું એક મ્હારી બાહેન જેવી છે; તેથી તને મ્હારી લાગણી જણાવવામાં હું કશું ખોટું જોતો નથી. હું આજે અહીં એના હાથની માંગણી કરવાજ આવતો'તો ને–રે, મેં એક કેવી ગમગીનીથી ભરપુર ખબર સાંભળી!" તે બોલ્યો અને તે માટે આલાં તરફથી કાંઇક સધ્યારાનાં સખુનો સમજવા આતુરતાથી તે તેણી ભણી જોવા લાગ્યો–તે આશા અને સધ્યારો આપતા શબ્દો કે જે એક મરદનાં આવા દુઃખદાયક સમયે એક અબળાજ પોતાના મધુર કંઠે કહી તેને સંતોષ આપીને ગમીમાંથી થોડી ઘણી ફારેગી આપી શકે છે.

મગર આલાં થોડોક વખત પોતાની ખાતેનની લાગણી જ-

હેર થઇ જતી અટકાવવા માટે દાંત ભીડી ચુપ ઉભી.

"ખચ્ચીતજ, ઘણું ખોટું થયું." તે બોલી, જ્યારે તેણીનાં સાદમાં પુરતી કઠોરતા અને ફીટકાર સમાઇ રહેલાં હતાં. "હું ખચ્ચીતજ, ઘણી દલગીર છેઉં. પણ–પણ–ગને માફ કરજે, ફલી, એમ એ મહેરાંને તમે ત્હમારૂં દીલ એકદમ આપી દેશો એવો મને સુદ્દલજ સ્વપ્નેબી વિચાર આવ્યો હતો નહી. શું એ છોકરીને પરણીને ત્હમે સુખી થઇ શકશો, તે છોકરી કે જે જેની ગમે તેની સાથે વાંદરીની ટાની નાચેછ કુદેછ, ખીખીખાખા કરે છ? ખચ્ચી-તજ નહી."

પણ તેણીનાં અદેખાં દીલમાંથી છુટેલા કાન ભંભેરતા શબ્દો, ફલીના દીલ ઉપર અત્રે કશીબી અસર કરી શક્યા નહી. મહેરાં અવાસ્યાની ધાસ્તી ભરી માંદગીનો ખ્યાલ–બીજા ગમે તેના અગત્યના વિચારોને હડસેલી મુકી તેનું આખ્ખું મગજ રોકી રહ્યો હતો.

"તું અંદર જવાની છે કે, આલાં?" તેણે સવાલ કીધો. "ઓ, જો તને જવા દે તો એને કહેજે કે હું એની તબ્યેતને માટે ઘણો આતુર છેઉં. આલાં, તું એટલું કહેશે કે? એને મ્હારાં ખરાં અંતઃકરણનો પ્યાર આવી જણાવજે કે એની માંદગી જ્યારથી મને જણાઇછ ત્યારથી મ્હારી એકબી ઘડી સુખી નથી ગઇ. જો જરૂર કહેજે."

"વારૂ, જરૂર કહેવશ." આલાં બોલી. પછી તેણે તેણીનાં બન્ને હાથો પોતાનામાં લીધા અને આભારથી તેને દાબી તે ત્યાંથી બીજો એકબી શબ્દ બોલ્યા વિના ચાલતો થયો.

આલાં ગુસ્સાથી ધમધમી ગઇ–નાશીપાસી અને ખીજવાતની

ગરમીથી તેણીનું આખ્ખું તન ધ્રુજી રહ્યું, અને હાથોની મજબુત મુઠ્ઠી વાળી તે ત્યાં પડેલી એક ખુરશી ઉપર ધબ દઇ બેસી ગઇ. ઓ ! અત્યાર તુલીક તે કેટલી ખાત્રીપર્વક હતી કે ફ્લી તેણીનોજ હતો–તેણી ઉપરજ શીદા હતો અને ટુંક વખતમાં તેણીનાજ હાથની માંગણી કરતો આવતો થશે ?

ફ્લીની સધળી વાતચીતથી તેણીનાં હરૂદય ઉપર કોઇએ આતશ મુદી ચપકો પાડયો હોય એટલો ચચડાત થતો હતો. તેણીનાં તનમાં એક જાતની આગ સળગી રહી હતી, કદીબી નહી બુજાય એવો અદેખાઇનાં આતશનો સોળો તેણીના દીલમાં ભભુકા મારી રહયો હતો ! મહેરાં–જ્યાં જુઓ ત્યાં તેજ કમબખ્ત છોકરી તેણીની વચ્ચે આવતી હતી; તેણીથી વધારેજ સૌ એ છોકરીને માન આપતાં હતાં, તેણીનુ પાપ પકડનારબી એજ ફ્લકસુર હતી, આલ્લાં ખીજવાતથી મનસે બોલી, અને સેવટે તેણીની ઉમેદોનો નાશ કરનારબી એજ કારમબી મક્કાર હતી !

"ઓ, હું એને કેવી ધીકકારૂંછ–કેવી ધીકકારૂં છ !" તેણીએ હવામાં મુકકીઓ ધુમાવી બીડેલા હોથો વચ્ચે કહ્યું. "હું ખરાં અંતકરણથી માગુંછ કે એ દિવસ જતાં જરતી સીક પડીને સદાની મ્હારા રસ્તા વચ્ચેથી ચાલતી થાય ! !"

એવીજ ગુસ્સા ભરેલી સ્થિતિએ તે ત્યાંથી ઉઠી અને અંદર બંગલામાં ગઇ, જ્યાંથી સર્વની નજર ચોરાવી એક ચોરની અદાએ તે માળ ઉપર 'સીક રૂમ' આગળ જઇ પુગી.

ઉંબર ઉપર સાંમા બાઇજી મહેતાજ તેણીને મલ્યાં.

"ઓ, કોણ આલાં, તું છે ?" તેવણે ધીમા સાદદે–કોઇક કચ-

વાત અને કંટાળાથી-પુછ્યું. "હું તો સમજી કે નર્સ આવી હશે."

"નર્સનેબી શું તેડાવી મંગાવીછ? એમ?" તેણીએ, પોતાના જીગરમાં અદેખાઇનાં એક ચમટાનો ચચડાત જેમ તેમ સમાવીને, પુછ્યું.

"હા," બાઇજીએ કહ્યું. પછી આસપાસ ફીકરથી જોઇ તેવણે ઉમેર્યું, 'મરે નર્સનેબી શું થયુંછ? હું બધી વારેવાર જોઉછ. નીચે મ્હારી ગેરહાજરીથી બિચારી છોકરીઓ ઉપરથી બધી આપદા પડતી હોશે! અહીં કોઇ હોય તો હું જરા નીચે જાઉ-ને બધું જોઇ કરી છોકરીઓને આપુ બેઉ કેની?"

"મોટાંમાય, ત્હમે જાઓની?" તેણીએ તુરત ધીમા અવાજે કહ્યું. "જો ત્હમને અડચણ નહી હોય તો ત્હમારી ગેરહાજરી દરમ્યાન હું પાંચ મીનીટ મ્હેરાં આગળ બેસશ."

"એમ? વારૂં, ત્યારે જરા બેસ." તેવણ બારણાં આગળથી ખસી આલાંને જગા કરી આપતાં બોલ્યાં, "દવા દારૂ કશાનો હમણાં વખત નથી બધું તરતનુંજ પાએલું છે. હું જીવ નાખતી જઇને પાછી આઉંછ; જરા છોકરાંઓને પુછવાનું છે કે આખ્ખાં દિવસ સૌ કેમ ઉતું ને જમવા કરવાનું બધું વખતસર ને રીતસરનું મળેલું કે નહીં."

આલાં તે 'સીક રૂમ'માં એખલી પડી; અને તેણીએ તે માંદગીથી ઘેરાયલી માહ્રુબનો સફેદ ચાદર જેવો, સુદ્ધ બુદ્ધ અને વગર હીલચાલ કર્યા વિનાનો ચહેરો તીરસ્કારના આતશ વચ્ચે પજરતા ડોળાએ નિહાલ્યો. ઓ! તે કેટલી બધી માંદી હતી-એકજ દિવસમાં તેણીના મુખડા ઉપર કેટલો બધો ભયાનક ફેરફાર થઇ ગયો હતો!

અરે, એ ગંભીર હાલતમાં હજીબી વધુ ગંભીરતા ઉમેરાઇ તેણી મરી જાય! તેણીની ચોરીને લગતો ભરમ છાતીમાં રાખી તેણીની હસ્તી સદાની નિસ્તીમાં નાબુદ થાય! તે કંગાલ છોકરીએ તેણીના જીગરનાં છેક ઉંડાણુથી દુવા ગુજારી કે આય જાએમ માંદગીનેજ તેણીની મુદદઇ ભોગ થઇ પડી આ દુન્યામાંથી સદાને માટે કુચ કરી જાય!

કલાકો પછી તેજ દિવસની રાત્રે એક જવાંને, બીછાણુ જતાં અગાઉ, પોતાનાં નરમ પુંફાળાં બીછાણાં ઉપર ગુંઠણુ મંડીને તે માહનામી સાહેબ પાસે કરગરીને દુવા ચાહી કે મહેરાં અવાસ્તર તેણીની આ ભયભરેલી ગાંદગીમાંથી હસ્તી રમતી ફારેગી પામે અને સૌનાં મોઢાં હસતાં થાય! તે ફલી પાડે હતો.

બીજી સહવારે તે ઘણો સકકારો 'હોમ'માં આવ્યો, અને સીધ્ધો કોઇનીબી રજા પુછ્યા વિના 'સીક રૂમ' આગળ ગયો. ત્યાં તેને માટે કોઇબી રીતની સારી ખબર ખોતી થતી હતી નહીં. એક 'નર્સ' તેને સાંમે બારણા આગળજ મળી, જેણીએ, તેને મહેરાંની તબીયત વિષે ખોખરા અવાજે પુછ્યું ત્યારે, કહ્યું કે આખ્ખી રાત તેણી પવનની ઝુમમાં હતી અને વખત જતાં કેસ ધારતી ભારીજ થતો જતો હતો. ફલીની આંખમાં ગરમ લાગણીનાં આંસુઓ ધસી આવ્યાં અને તેણે નર્સ પાસ એક વખત તેણીને (મહેરાંને) જોવા માટે કરગરી રજા માગી.

તે દયાની દાસીએ તેનાં ભખી ખાધેલા દેખાવ ઉપર દીલસોજીથી જોઇ તેને અંદર જવા દીધો. તે બીછાણાં આગળ ગયો, પણ તેણીએ તેની આંખ ખોલી નહી. તે વાંકો વળ્યો અને તેણીના

ઝાઝા તાવથી ખખળતા સફેદ કપાળ ઉપર જુસ્સાથી એક ચુમી લઇ, જાણે તેને કોઇ ફાંસી દેવા માચરા આગળ લઇ જતું હોય તેમ, ભારી અને ધીમાં પગલે નીચી નજરે તે તે ઓરડામાંથી—નર્સ બાણુ જોવા કે તેણી સાથે કશુંબી બોલ્યા વિના—બાહર પડયો.

સાંજ પડતાં વાત વધી પડી. આખ્ખું 'હોમ' ધારતીથી તજે ઉપર થઇ ગયું. ડાક્ટર અસ્પંડયારજીએ મહેરાંને 'ન્યુમોન્યા' થયલો જાહેર કીધો.

'હોમ'માં વરતાં દરેક નાહનાં કે મોહટાંની આંખ આંજુઓથી ભીંગાયલી હતી—આખ્ખું 'હોમ' ઉંડી ગમખ્વારીનાં ગારમાં ગરક ગયલું હતું અને હર પળે તેણીને યાદ કરી તેણીની બારે આતુરતાથી એકમેકને ખબર પુછી—ધીમા વિલાપનાં આંજુઓ સૌ કોઇ ખેરવતાં હતાં, જાણે તે બિચારી ખરેખર હકજ થઇ હોય તેમ.

રાત પડી. બડી મુસીબતે પાહલી છોકરાંઓને ભુક બાચકો જમી લેવાને સમજાવી શકયો અને સૌ છેક મોડી રાતે પોતાના બીછાણા ઉપર—આવતી સહવાર કેવી પડનાર હતી તેના ગમખ્વાર અંદેશા સાથે—ગયાં.

એક જણુની છાટી ખુશાલીથી ધડકતી હતી. તે કંગાલ આલાં હતી, જે પોતાના બીછાણા ઉપર આમથી તેમ કોર વળતી—મહેરાંને હાથ પગની અદબ વાળેળી સફેદ કપડાંમાં વિંટળાઇને લાડી ઉપર સુવેલી પડેલી જોતી હતી, જ્યારે તેણીના કાન ઉપર દસ્તુરો તેણીની ગેહ સારતા હોય તેવું ભણતર પડતું હતું। તેણી ભારે આનંદથી તે કદર બીહામણા વિચારોમાં રમતી કલાકોના કલાકો સુધી જાગતી પડી રહી।।

તેણી પોતાના તે પાપી ખ્યાલોમાંથી ઝબકી ઉઠી. એક બીજા નવા દુષ્ટ વિચારે તેણીને ચમકાવીને બીછાણા ઉપર તડી કીધી. પહેલ્લી પળોમાં તે કમકમી રહી–તે નાપાકીથી ભરેલા વિચારોનું સ્મરણ થતાં તે દહાડાનાં આખ્ખાં અંગમાં ધાસ્તીની એક ઝીણી કંપારી છુટયા વિના રહી નહી. તે એક દુષ્ટમાં દુષ્ટ પગલું હતું, જે ભરવાને તેણીને હીંમતની ઘણીજ થોડી જરૂર હતી. ઓ! એટલી હીંમત તેણીને આવી શકતી હોય! તે એટલું છેલ્લું પગલું ભરવાને તેણી રહેજ વધારે મકકમ મનની થઇ શકતી હોય!

તેણી કેટલોકવાર સુધી તે ખ્યાલોના ઉંડાણમાં ઉતરી ગઇ; પછી કોઇ ચોકક્સ ઠરાવ ઉપર આવી ઘણી સંભાળથી તેણી બીછાણાની બહાર પડી. તેણીએ એક મીણબતી સળગાવી અને એક ડેસ્ક આગળ જઇ તેમાંથી એક નોટપેપર કાઢી કાંઇ ઘણા ઉતાવળા હાથે ચીત્રી કાઢ્યું. જે તેણીએ લખ્યું તે ફકત કાગજની એકજ બાજુ ભરી નાખતું હતું. સંભાળથી બ્લૉટીંગ મારી તેણીએ તે કાગજને પોતાના ટકયા તળે મુકયું અને બતી બુજવી નાખી પાછી ધોળ્યા ઉપર કુદી પડી અને જાણે કશુંબી નહીં બન્યું હોય તેમ ભર ઉંઘમાં, ઘણા થોડાજ વખતમાં, પડી.

બીજી સહવારે છોકરીઓ સાથે નાસ્તો જમ્યા પછી તે જ્યારે મહેરાંની ખબર પુછવા બીજા બંગલામાં આવી ત્યારે તેણીની છાતીમાં પેલું કાગજ છુપાયલું હતું. નશીબ દેવી તેણી ઉપર પ્રસન્ન હોય તેમ તેણીને દાદર આગળ સામાજ ખાનબાહદુર ધનજીશાહ મલ્યા, જેવણે પોતેજ તેણીને મહેરાંના ઓરડામાં જવા કહ્યું.

"દીકરા, રાતની નર્સબી જતી રહીછ ને દીસની નર્સનું કાંઇ

નક્કી થઇ શકયું નથી," તેવણે કહ્યું; "અને બિચારી જાઇ સહવા-રની એના આગળ છે. થોડાક વખત ઉપર થઇને તમે નહી બેસો ? જાઇજીને ખુકઆચકો જમાડીને હું તરતજ મોકલી આપશ."

અને તેણી ગઇ. જાઇજીએ નીચે ઉતરવા પેહલાં સાફ ના પાડી; પણ તેણીએ–ખાનબહાદુરનાં નામે–ઘણી બોહસ કરી ત્યારે પાંચ દશ મીનીટને ખાતર તેવણ નીચે ગયાં અને આલાં તે માંદી છોકરી આગળ એકવાર પાછી એખલી પડી.

આલાં જ્યારે તેણીનાં બીછાણા આગળ જઇ ઉભી ત્યારે મ-હેરાંની આંખ બંધ હતી. તેણીએ નરમ હાથે તે આજારી આબળાને પસવારી. મહેરાંએ ધીમેથી પોતાની આંખ ખોલી અને એક ફીક્કાં દીલસોઝ હસવાં સાથે–તેણી આલાંની કેટલી બધી આભારી હતી તે દેખાડતી હોય તેમ—તેણીના ચહેરા ભણી દીઠું.

"તું છે કે, આલાં ?" તેણીએ ઘણુજ નબળા અવાજે સવાલ કીધો. "તે હાંપ તજદી લીધી ? હું તો ઘણી સારી કાની છેઉ !" અને એટલુંજ બોલતાં તે બાપડીની છાટી થાકથી હાંફવા લાગી. આલાં એક ખુરસી ખેંચી તેણી આગળ બેઠી.

"તહાંગો અવતાર જોઇને મને ઘણું 'ફીલ' થાયછ, મહેરા." તાણી તોડીને નમ્ર કાંપેલા સાહદે આલાંએ કહ્યું; "બધાં વાત કરેછ તેના કરતાંબી તું ઘણી બેહાલ દીસેછ. ખોદા કરેને તું એ બધું પ-ખોડીને વહેલી ઉઠે !"

"હું પાછી ઉઠું એવી શું કોઇને આશા નથી, આલાં ?" તે માંદીએ જરાબી બિહધા વિના પુછયું. તેણીની આંખ હીંમતથી આલાંના કરમાયલા ચહેરા ભણી ટીકાયલી હતી.

"હા, મહેરાં." જાણે પોતે કેવું એક દુઃખ પામતી હોય એવાં ચરિત્ર કરી તેણીનો તાપથી ખખળતો હાથ પોતાનામાં લઇ આલાં બોલી. "બધાં ત્હારી આશા છોડીજ બેઠાંછ. ઓ, મહેરાં! જો તું સારી થવાની હોતે તો મ્હારે ગાથેની આપદાઓનો ફેસલો જલ્દી નિવેડો આવી જતે." એટલું બોલતાં તેણીએ પોતાનાં ગજવામાંથી એક રૂમાલ કાઢ્યો અને આંખ આગળ લઇ જઇ ચુપ બેઠી, જાણે તેણી માહ દુઃખ પામી રડતી હોય તેમ.

બિચારી મહેરાં! તે તે પેત્રા સમજી શકી નહી. તેણીની આંખમાં દીલગીરીનો ઝાંખો ચળકાટ ઝળકી રહયો, અને પોતાના બીજા હાથે આલાંને પસવાડવાની તેણીએ વેત્રણ કીધી.

"હું ઘણી દલગીર હેઉ, આલાં. શું છે? હું તને કોઇ રીતની મદદ કરી શકું તેવું કાંઇ છે?" તેણીએ ધીમા સાહદે પુછયું.

"ઓ, તું મને બચાવી શકે તેમ છે, મહેરાં." આંખ આગળ થી રૂમાલ કાઢી લઇ તે બોલી. "પણ-પણ આવા વખતમાં હું તને કેમ કહી શકું? પેલાં "મ્યુઝયમ'માંની ગુમ થયલી ચીજોને માટે દિવસ જતાં બધાં મને-મને ચોર માનેછ. મોટાબાવાનેબી મ્હારા પર શક હોય એમ દીસેછ."

"ત્હારા ઉપર શક!" તેણીએ લગાર અજાયબીથી કહ્યું.

"હા," આલાં ખુરસી ઉપરથી તેણીના બીછાણા ઉપર જઇ બેઠી. તેણી હવે જલ્દી કામ લેવા ઇચ્છતી હતી, કેમજે થોડાજ વખતમાં પાછી મહેરાં ઉપર બેશુધ્ધી ગલબો થવાની તેણીને ઘણી ફીકર હતી. "ઓ, મહેરાં, હું કેવા ખરાબ સકંજામાં હમણાં આવી ગેઇછ તે તું જાણે છ? જો ફક્ટ તું મને મદદ કરી શકતી હોતે! જરા તું સાજી હતે!"

"હું–હું કશુંએ સમજી શકતી નથી, આલાં." મહેરાંએ, કશુંએ ન સમજ પડવાથી, લગાર ગુંચવાડાથી પુછ્યું;

તેણીનો સાહદ વખત જતાં વધુ ધીમો અને નબળો થતો જતો હતો "પણ જો તું મને કહેશે તો આવા વખતમાંબી હું તને કોઇબી રીતની મદદ કરશ."

"ઓ, ત્યારે તો, ફકટ અહીં સહી કરવાની છે–ફકટ તાહારૂં નામ લખવાનું છે, મહેરાં." પોતાના ગજવામાંથી એક કાગજ ઝપાટામાં કાઢી મહેરાંના મુખ સામું ધરતાં તે બોલી.

અને પછી તેણીએ વખત ખોએ નહી. એક ટીપાઇ જે નજદીકમાંજ પડી હતી તે પોલ્યાની લગોલગ લાવી, ગજવામાંથી એક ફાઉન્ટન પૅન કાઢી મહેરાંના ધ્રુજતા હાથમાં તેણીએ મુકી અને પછી ઘણીજ સંભાળથી, મહેરાંના–એક હાડપીંજર જેવાં હલકાં વા ગીસાલ–શરીરને પોતાના હાથનો ટેકો આપી તેણીને તડી કીધી.

"અહીં સહી કરવાની છે," તેણીએ, ઉશ્કેરાત અને ધાસ્તીથી ધ્રુજતા અવાજે કહ્યું, એ આલાએ; "એમાં ફકટ એટલુંજ લખવામાં આવ્યુંછ કે હું ચોર નથી."

અને મહેરાંએ, પોતે કોઇબી તરકીબથી આલાંને બચાવી લેતી હતી, એ શીવાય બીજું કશુંબી સમજ્યા વિના, પોતાનું નામ—મહેરાં અવાસ્યા–તે કાગજનાં નીચલા ભાગ ઉપર લખ્યું.

તે લખતાં ખાસ્સી પાંચ મીનીટ તેણીએ લીધી; અને તેટલા વખતમાં તો તે તદન થાકી ગઇ. તેણી ઘણી જોશથી હાંફવા લાગી, અને જ્યારે પાછી તેણી પોલ્યા ઉપર ચતીપાટ સુતી ત્યારે અર્ધી

બેશુધ્ધીમાં તેણીએ તેણીની આંખ બંધ કરી દીધી. તેજ પળે ઓ-રડામા બાઇજી આવ્યાં.

ઝપાટામાં બધું સરખું કરી લઇ-બાઇજીનુ કશાં ઉપરથી ધ્યાન ખેંચાય તે અગાઉ-મહેરાંના કપાળ ઉપર વાંકી વળી એક ચુમી-ઓ! તે જુઠ્ઠી ઝેરી ચુમી!-લઇ, ધીમા પગલે અંગુઠા ઉપર ચાલી, તે ઓરડામાંથી તે દગાબાઝ અને નીમકહરામ છોકરી બહાર પડી.

ઓરડાની બહાર પડતાં તેણીનું હૈયું ખુશાલીથી ધડકધડક થવા લાગ્યું, જ્યારે તેણીના હોથો ઉપર કપટનું એક હસવું પથરાઇ રહ્યું હતેું, ફતેહજ! જરાક જેટલી ચાલાકી અને હીંમતને લીધે, હવે તેણીની પુરેપુરી ફતેહ થનાર હતી!! તેણીએ ખુશાલીથી મનસે વીચારયું.

હા, પ્રીય વાંચનાર, દગાબાઝી અને કાવત્રાં કરવામાંજ પોતાની ઝંદગીનો પોણો ઉપર ભાગ બરબાદ કરનારાઓ પરવરની રાસ્તી ભણી પોતે ફતેહની ટોંચ ઉપર જઇને બેસેછ તે વખતે કેટલી હદના બેદરકાર બનેછ? તે રાસ્તીનો ચાહનાર સાહેબ શું સદાકાળ એવા ગુનેહગારોના ગુનાહ ભણી આંખ વિંચામણાં કરે છે? બેસ્વીતજ નહી. એવું વિચારવુંબી તે માહનામી સાહેબની નીતીને ગેરઇન્સાફ કીધા બરાબર છે. બુરાંઓને તેઓની બુરાઇની ટોંચ ઉપર ચઢાવી આખરે એક એવો ગુંગો માર તે મારે છે કે તેના ફટકાથી ટપકાઇ પડી નાબોદી અને કંગાલ્યતની ખીણુમાં સદાના તે કાવત્રાંખોરો જઇ પડે છે!!

× × ×

એક કલાક પછી ખાનબહાદુર ધનજીશાહ ગહેલા પોતાની

આરામખુરશીમાં બેઠલા, આબાંને હાથે લખાયલું અને મહેરાંને હાથે સહી થયલું, કાગજ વાંચતા બેઠા હતા.

"વાહલા સાહેબ—હું હવે હદની બાહર માંદી છેઉં, અને ખાત્રીથી જાનુંછ કે આ દુન્યાની થોડા વખતનીજ હું પહરોણી છેઉં; તેથી આ ટુંક ચીઠ્ઠી મેં ખાસ મ્હારી વિશ્વાસુ મહી આબાંની પાસે લખાવીછ, જેમાં મ્હારા ગુનાહની મરતી વેળાની કબુલાત હું આપી જાઉંછ. તમારાં 'મ્યુઝયમ'માંથી જે અવારનવાર ચોરી થતી હતી તેની ચોર હું પોતે છેઉં. તમારી માયા મ્હેરબાનીનો હું આવો બેશરમી ભરેલો ભંગ કરતી હતી જે જાણી લઇને, આશા છે કે, મને જરૂર માફ કરશો.

હું છું,

મોહતના બીછાણા ઉપર પસ્તાતી

મહેરાં આવાસ્મા.

તે ચીઠ્ઠી તેવણે દશથી બાર વખત વાંચી અને તેનો પુરેપુરો અર્થ પોતાના મગજમાં ઉતાર્યો. પછી એક ઊંડો નીસાસો ફેંકી, તે કાગજનો ડુચો કરી પોતાના ગજવામાં મુકતાં, તેવણ બારે ખેદથી બરબડયા, "દુન્યા વિશ્વાસનીજ નથી. જ્યારે આવા નિરદોષ ચહેરાની છોકરી આટલી હદની બેવિશ્વાસુ પુરવાર થાયછ ત્યારે પુરતો ભરોસો તે કોણુની ઉપરજ રાખી શકાય ?"

# પ્રકરણ ૧૨.



મહેરાંની જીવલેણ માંદગીએ થોડાજ વખતમાં કાંઇ તદન નવું જ અને સંતોષકારક રૂપ લઇ લીધું; તે છોકરીએ,-'હોમ'ની નાહની મોટી નિરદોષ અબળાઓ જેઓ ચાલુ મહેરાંભણી દયા અને દીલસોઝીથી દાઝી જઇ તેણીની 'સીકનેસ' દરમ્યાન ખરાં અંતઃકરણે આંખમાં આંજુ સાથે તેણી સાજી થાય એવી દુવાઓ ગુજારતાં હતાં તેઓની તથા જવાંન ફક્રી પાડે કે જે મહેરાંની મોહત સાથની લડાલડી દરમ્યાન તમામ બેઆખલોજ બની ગયો હતો અને જે તેણીની તંદરોસ્તી માટે ખુદા પાસે બંદગીઓ કરી ચાલુ અરજ કર્યો જતો હતો તેની તથા બાઇજી મહેતા કે જેવણ ખડે પગે તેણીનાં બીછાણા આગળ હાજર રહી તેણીને સાજી કરવા માટે પોતાનો જાનથી પટકી પાડતાં હતાં તેવણની-ટુંકમાં એમજ કહોની કે તે હોમનાં એકુએ અપવાદ શિવાય નાહનાં કે મોટાં દરેક જણની ખુશાલી અને અજાયબી વચ્ચે, મોહતની સામે બાઠોબાઠ લડી સાજી થવાની વળાણ લીધી; તેણીની ધાસ્તીમાંથી ફારેગી માટે સૌ કોઇ કીરતારનાં હજારોહજાર શુકરગુજારી કરવા લાગ્યાં, સૌનાં ચહેરા હસતા અને આનંદી થઇ રહ્યા.

માત્ર બેજ જણનું બાતેન-તે આખ્ખાં 'હોમ'માં વસનારાંઓની લાગણીથી વેગળું જઇ-જુદું જુદું જંગ મચાવી રહ્યું. તે એક આલાં મહેતા હતી, જયારે બીજા ખાનબાહદુર ધનજીશાહ મહેતા હતા. આલાંના દીલમાં મહેરાંની દિવસો જતાં સારી હાલત ઉપર આવતી જતી તબ્યત જોઇ નવેસરની દાઝ ઉત્પન્ન થઇ હતી. તે સાજી થશે

તો વળી હજી બીજી કેટલી બધી ચીજોમાં તે તેણીની વચ્ચે આવશે એ તેણીને વિચારો આવતા હતા; મગર તે ખ્યાલોમાં—તદન અચાનક જો કોઇ વખતે પેલી ચીઠ્ઠીને લગતાં કાવત્રાં અને તેની ફતેહ ભરી અસરનો—વિચાર ઘુસી જતો ત્યારે તે છોકરીના ફીકરથી લગાર ફીક્કા પડેલા હોથો ઉપર ફતેહનું એક કપટી હસવું ફેલાઇ રહેતું હતું.

બાપડા ખાનબહાદુર ધનજીશાહ! તેવણ પોતાની બાતેનની લાગણીને કશું રૂપ આપી શકયા નહી—મહેરાનાં સાજા થવા ઉપર રાજી થવું યા દલગીરી બનવું તે તેવણ માટે એક ડીસમનું ભારી ઉખ્યાણું થઇ પડયું. તે સફેદ ફીક્કા મુખમુદ્રાની મહિલા ભણી દયા બતાવી તેણીના ગુનાહ ભણી આંખ વિચામણાં કરવાં કે તેણીનાં તે બહારના દેખાવને ખોટો ગણી તેણીનું બાતેન કેટલી હદનું ગંધીલું હતું તે જાહેર કરવું તે, તેવણને માટે એક ભારે ગુંચવણભર્યો સવાલ થઇ ઉભો.

મહેરાંની (આલાંએ લખેલી) મરતી ઘડી વખતનાં 'કનફેશન' ની ચીઠ્ઠી તેવણે હજી સુધી કોઇને પણ દેખાડી હતી નહી, તેવણનાં વિશ્વાસુ બહેન જાઇજી કે પાહલીનેબી નહી; પણ તે અને તેજ ચીઠ્ઠીનો વિચાર ચાલુ મનસે કર્યા કરી શું મારગ લેવો તે તેવણ નક્કી મનસે કરતા હતા, જે અફસોસ કે તેવણને વધારે ગુંચ ખવાડી ગુંગલાવતું હતું.

"હવે હું કહેવાને બીલકુલ અચકાતો નથી કે દરદી ધાસ્તીમાંથી તદન મોકલું થયુંછ."

એક સાંહજે ડોકટર અરપંડ્યારજીએ બધાં સનમુખ ખુશાલીથી

પોતાનું મત દર્શાવ્યું, જે સાંભળીને ફુલી પાડેએ તે વૃદ્ધ વૈદનો હાથ-સાંધામાંથી નીકળી પડે એટલાં-જોરથી પોતાનાં હાથમાં લઇ હીલાવ્યો. તે જવાનનું જીગર ખુશાલીથી ગળે આવી અટકયું અને તુરતને તુરત કેટલીક પળો સુધી તેનાથી એક શબ્દબી બોલી શકાયો નહી.

તે ત્યાર પછી પોતાને મકાને ગયો. હવે જે વખત જાયછ તેમાં તેણીના હાથની માંગણી કરી, લગ્નનાં પવિત્ર ગાંઠથી તેણી સાથે જોડાઇ જવાના ખુશાલીથી ભરપુર ખ્યાલે તે પોતાને ઘરે પુગ્યો. જ્યાં જમી ખાઇને સુતા પછી તે મહેરાં અને મહેરાંનોજ-તેણી સાથે પરણીને જીંદગી કેમ ગુજારશે તેનાં-આનંદી સ્વપ્નાઓ જોવા લાગ્યો. અફસોસ! તે બીચારો કયાં જાણુતો હતો કે તેની મુરાદ પર ટુંક વખતમાંજ એક જીવલેણ ફટકો પડનાર હતો?

મહેરાંની ધાસ્તીભરી માંદગીને લગભગ પંદર દિવસ વહી ગયા; અને ડાકટરે તેણીને ઘરમાં ફરહર કરવાની પરવાનગી આપી. તે દિવસે સૌની ખુશાલીનો પાર હતો નહી-આખખો વખત સૌ કોઈ ખાઈ પી અને ગાવા વજાડવામાંજ મશગુલ હતું; અને જાણે આજે તેણીની સાલગ્રેહ યા સાજવારી હોય તેમ સૌ કોઇએ કંકુના ટીલા અને ફુલોના હારોથી તેણીને વધાવી લીધી.

જાઇજી તથા તેવણુનાં વાણોતર પાહલીબાની અજાયબી ભાગતાં ભાગી નહી. આજે જ્યારે નાહનાંથી મોટાં દરેક જણુ આનંદમાંજ મશગુલ હતાં ત્યારે એ શેઠ ધનજીશાહને શું થયું હતું? તેવણુનાં એક નિર્દોષ બચ્ચાં જેવા સ્વભાવમાં એકદમ એટલો બધો બીગાડો કેમ થઇ આવ્યો હતો? તે બન્ને જણાં કશું સમજી ન શકયાં-ધનજીશાહ શેઠનાં એ કુંજરાપણાનો ભાવાર્થ તે શેઠાણી કે એ સમજી શકયાં નહી.

ફલી પાંડેની ખુશાલી આજે તેની સૌથી ઉંચી ટોચ ઉપર હતી. તે જ્યારે 'હોમ'વાળા બંગલાના બગીચામાં દાખલ થયો ત્યારે તે બાગમાં ઉડતાં અને મધુર કળાલોર કરતાં પંખીઓનાં જેટલોજ ખુશ મીઝાજી હતો. તે સીસોટીમાં એક 'ઑપેરા' ગાતો ગાતો અંદર વરંડા ઉપર આવ્યો.

"કાંય નહી, આજેજ ટક મળે તો ?" તેણે મનસે વગારયું; "કોય નહી આજ ને આજજ એ છોકરીના હાથની હું માગણી કરી, એને વચનથી મ્હારે માટે સદાની બાંધી લેઉ ? ને પછી ઓ ! ખુશાલી ! ! અમે છુટથી ફરશુંહરશું, આજનીજ મરક ગાશું વજાડશું ને મોજમજાહમાંજ સદા દીવસો પસાર કરશું ! બાઇ જીંગો, હું એને હમણાં મલવાજ જાઉંછ, તોબી જાણે એ મ્હારાથી માઇલોના માઇલો દુર હોય તેમ મ્હારો જીવ કેટલો બધો અધીરો બનેછ ! મ્હારી મહેરાં–માઇ સ્વીટ ગર્લ–હું તને ગરીબાઇમાં જો કે રાખશ તોબી આ ધર્થી ઉપર જે ખરૂં બેહસ્ત છે તેજ તને દેખાડશ !"

અને એવા ઘેલા ગાંડા વિચાર કરતો તે પ્યાર ઘેલો જવાંન જાણે ઘોડયે ચઢીને દાદરનાં મથાળે આવ્યો, ત્યાંજ સામાં તેને ખાનબહાદુર મલ્યા. હરખનાં આવેશમાં આવેલા ફલીનું તેવણનાં ગંભીર ચહેરા ઉપર મુદ્દલ ધ્યાંન ખેંચાયું નહી અને તેણે તેવણને જુસ્સાથી દાબીને શેકહેન્ડ કીધી.

"કેમ પપા, કેમ છેઓ ?"

"બેટા, ઑલ રાઇટ." ફલીના ચહેરા ઉપર નજર નાખી એક ઉંડા નીસાસો ફેંકી ધનજીશાહ ધીમા સાદે બોલ્યા. "તું કેમ છે?"

"ઓ, મ્હારૂં તો પુછતાજ ના, પપા–જેટલી મ્હારી તંદરોસ્તી

ખામી રહીત છે, તેતલીજ આજનાં દીનની મ્હારી ખુશાલી પણ સ્વચ્છ એકખી વાદળાં વગરની છે!"

ખાનબહાદુરે એક બીજો ઊંડો નિસાસો નાખ્યો. રે, તેની ઉમેદનો–ખાનબહાદુરના થોડાજ શબ્દ અને પેલી નાપાક ચીઠ્ઠીનાં પુરાવાથી–ટુંક વખતમાંજ કેવો જડમુળથી નાશ થઇ જનાર હતો! તે વૃદ્ધ માનવંતા ગૃહસ્થનું જીગર જળી ગયું.

"પપા, હું આજે મહેરાં અવાસ્યાનાં હાથની માંગણી કરવાનો છઉં," ફલીએ ચહેરામાં લાલ થતાં ખાનબહાદુરને કહ્યું; "તમે શું ધારોછ? એ મને ના કબુલ કરશે?"

ખાનબહાદુરે એક ધીમો ચોંકીને આંચકો ખાધો અને ફલીનો હાથ પોતાનામાં મજબુત ધરી રાખી તેની સામે ટગર ટગર જોવા કીધું. રે, તેવણ તે દુઃખભરી હકીકત તેને કેમ કહે? તેવણનાં ચહેરા ઉપર ઊંડી ગમીનો છાપ ફેલાઇ રહગો, જે હવે ફલીના જોવામાં ઘણી સારી રીતે આવ્યો.

"શું છે, પપા?" કાંઇ બુરંની આગાહી થતી હોય તેમ તેનું હૃદય ધબકારા મારવા લાગ્યું અને તેણે તુરત પુછ્યું.

ડોસાજી કશું બોલ્યા નહી. તેનો હાથ પકડી તેવણ તેને ચુપ-ચુપ પોતાના ખાનગી ઓરડામાં ઘસડી લાવ્યા. જ્યારે આખ્ખું 'હોમ' ખુશાલી વચ્ચે ગાજીવાજી રહ્યું હતું, ત્યારે જેને કાજે તે ખુશાલીભર્યો દીગામ ઉજવવામાં આવતો હતો તેને માટેનીજ એક કમબખ્ત બુરી કાહણી ધડકતાં દીલે ફલી પાડે પોતાના મુરબ્બી બાળકનાં મોઢેથી સાંભળવા બેઠો.

"શારૂં થયું તેં મને જણાવ્યું તો, દીકરા," ધનજીશાહ ખુરસી ઉપર જગા લેતાં અને ફરામને સાંમેની ખુરસી ઉપર બેસવાની ઇશારત કરતાં બોલ્યા. "એ—એ—મહેરાં અવાસ્યા આપણે લાયકની નથી. એ નઠારી છોકરી છે."

ફ્રામી ચમકીને તડો થઇ બેઠો. તેણે પોતાના કાન ફરકાવ્યા અને પોતાનાં દાંતો વચ્ચે પોતાનો નીચલો હોઠ દાબી તે ચુપ બેઠો. તે કશું બોલીજ નહી શકયો. તેની છાટીમાં ધારતી અને ખેદની એક એવી જાલેમ લાગણી તે વખતે બરપા થઇ કે તેનાંથી કશું જબાં ખોલી કહી શકાયું નહીં.

"મને ત્હારી ઘણી દયા આવેછ, ફ્રામી." ધનજીશાહે પોતાની ખુરસી તેની લગોલગ જઇને કહ્યું; "હું જાણુંછ કે તને હદની બાહર દુઃખ લાગશે, પણ મને કહેવા વગર ચાલતુંજ નથી—તે મ્હારે માથે એક દુઃખભરી ફરજ છે—કે એ—એ છોકરીની વર્તણુંક શકમંદ છે. તેણી માટે મને જેટલું માન હતું—જેટલી ફીદાગીરી અને લાગણી હતી તે—તે—ટુંકમાં એમજ સમજની, મ્હારા બેટા, કે તે એક કોડીનેબી મુળની નથી. એક શરમભરેલી બેવિશ્વાશુ અગ્જા એ છે."

"ઓ, પપા!" પોતાનાં તે વહાલા પાળકના મુંઅમાંથી ઉચારેલા શબ્દો સમજી તેમાં કેટલી હદની સચ્ચાઇ સમાઇ હતી તેનો ખ્યાલ કરતાં તે જવાંને નાઉમેદીથી એક પોકાર કીધો. તે જ્યાદા કશું બોલી શકયો નહી. તેજ પળે આલાંએ તેણીની માંદગીનાં પહેલા દિવસે વરંદા ઉપર ઓચારેલા શબ્દો તેને સાંભરી આવ્યા. અફસોસ! ભોળા ખાનબહાદુરની માફક તેબી મહેરાંની વર્તણુક બાબે તુરતજ શકમંદ બની ગયો.

ત્યાર પછી ખાનબહાદુરે તેને સઘળી હકીકતથી માહીતગાર કીધો, અને તેનાં પુરાવામાં પેલી નાપાકીથી ભરપુર આલાને હાથે લખાયલી અને મહેરાંને હાથે સહી થયલી ચીઠ્ઠી તેનાં સહેદ મુખ સામી ધરી.

તેણે તે નીકળી પડતા ડોળાએ વાંચી અને તેનાં મુખમાંથી દુ:ખનું એક ડસકલું બહાર પડયું.

"હવે, તુંજ જોઇ શકશે, દીકરા ફરામ," તેવણે તેનો બરડો પસ્વાડી કહ્યું, "કે એ છોકરી ઉપર મદાર બાંધવી તદન નકામી છે. ખુદા, તને હારી નાસીપાસી ખમવાને કૌવત બક્ષે; પણ મહેરાંને હારી ધણ્યાંણી બનાવવના ખ્યાલ ઉપરથી તું હારો હાથ ઉઠાવ."

તેનું જીગર જે થોડીક પળો અગાઉ આશાઓથી ઉભરાઇ જતું હતું, જે થોડીજ મીનીટો અગાઉ મહેરાંના ખ્યાલે કુદાકુદ કરી રહ્યું હતું તે, તમામ ભાંગીને ભુકો થઇ ગયું, અને જાણે તે તેની જગા ઉપરથી ખસી ગયું હોય તેમ થોડીક પળો તો તે ગોયા ધબકારા કરતુંબી બંધ થઇ ગયું. અરેરે, તેની આશા, ઉમેદને આ એક કેવો કાતીલ ફટકો હતો! તેણે તેનું ધગધગતું માથું પોતાના બે હાથોમાં દાબીને ધર્યું, અને સુકા તસ જેવા હોથો ઉપર પોતાની બેતાકાત જીભ ફેરવી—ગળાં વેર આવી અટકેલાં એક ગુંગળાતનાં ડચકાં સાથે—તે કશુંબી બોલ્યા વિના ચુપ બેઠો. તેની આંખમાંથી દડદડ આંસુઓ ખરી પડતાં હતાં.

ખાનબહાદુરથી તે દેખાવ દેખી શકાયો નહી. તેવણની આંખમાં પણ ઝળઝળ્યાં ભરાઇ આવ્યાં તેવણે શબ્દો વાટે તેને દિલાસો આપવાની એક વ્યર્થ કોશેશ કીધી. તેની આંખમાંથી ખરી પડતાં

આંજુઓજ તે બાપડાની નાશીપાસીથી કચડાઇ ગયલી છાટીમાં સ-ધ્યારો આણી તેને ટકાવી રાખતાં હતાં.

તે ઓરડામાં એક ગમખ્વાર ચુપકીદી પથરાઇ હતી, જ્યારે તે આખ્ખા 'હોમ'માં ખુશાલી અને આનંદનોજ હોહાકાર મચી રહયો હતો. દરેક જણુ—નજદીક આવતી માઠી ખબરનાં રહેજબી ધુસારા જાણ્યા વિના—મોજમજાહમાં મશગુલ હતું, ત્યારે ફકટ તેજ ઓરડામાં દુઃખી વમાસણમાં ફકટ તે બેજ જણાંઓ ઊંડી ચુપકી-દીમાં ગરક ગયાં હતાં.

આખરે ફ્રામ ઉઠયો, એક સો વરષનાં ડોસાની માફક સઘળો વાંકો વળી ગયલો અને તમામ ઝપોલાઇ ગયલો. અને પછી ધનજીશા-હના ચહેરા ઉપર પોતાની ગમગીન આંખો થોડીક પળો ટાંકી, કશુંબી કહ્યા વિના તે ત્યાંથી ચાલતો થયો. ગોળીથી વિંધાઇ ગયા પછી—મોહટ અગાઉ એક શખ્સ જે મીસાલ મોહટનાં જાલેમ તરફડયાં મારે છે તેવીજ રીતે, મુંગો કકળાત કરતો તે અભાગ્યો જવાંન તે ખાનગી ઓરડાનું બારણું ખોલી, પગ ઉપર મુશીબતે ચાલી શકતા એક ખુમ પીધેલા છાકટા માફક લપેરા ખાતો, બાહર પડયો.

બીજે દીને સહવારના આખ્ખા 'હોમ'માં નવા ભયાનક સમા-ચાર ફરી વળ્યા. આખ્ખું 'હોમ' તળે ઉપર થઇ ગયું. ફ્રામી પાંડેની, પોતાનાં એખલા 'ચેમ્બર'માં આખ્ખી રાત 'બ્રેન ફીવર'થી પીડાયા પછી, હાલત સહવાર પડતાં ઘણી ગંભીર થઇ પડી; અને તેનાં નોકરે તે ખબર 'હોમ'માં પુગાડી ત્યારે દરેક જણુને કાંઇ વીજળીનો 'શૅાક' લાગ્યો હોય તે મીસાલ તે ખબર સાંભળીને એકે એક જણુ ચમ-કીને ઉછળ્યું. એ એકાએક શું થયું? તે ખુશાલ તંદરોસ્ત જવાંનને એકદમ આવી જાલેમ તાવ કેવી રીતે લાગુ પડી? સોને માટે—ધ-નજીશાહ શિવાય—તે એક ભેદી ઉખ્ખાણું થઇ પડયું.

ફલીની તબ્યતના માઠા સમાચાર ફરી વળતાં, ખાનબહાદુર જાઇજી સૌથી પહેલ્લાં તેનાં મકાને જઇ પુગયાં. તેઓની પુઠે આલુ મહેતાબી ધરકાતી તણાતી ગઇ.

મામલો તમામ બીચકતોજ ગયો—દીવસો જતાં ફલીની તબ્યત બગડતીજ ગઇ. તાવ દર દીવસે એકેકી ડીગ્રી વધતીજ ગઇ ને ટૅ, ટુંક વખતમાં, સૌ કોઇ હીંમત હારીને મનસે વમાસવા લાગ્યાં કે તે બાપાનું આવી બન્યું હતું.

પાપરીની પેઠે ખાનબહાદુરે પૈસા વેર્યા—તેને સાજો કરવાને, તેને આ જીવલેણ બીમારીમાંથી ઉઠાડવાને ફકટ આકાશ અને જમીનજ એક કરવાની બાકી રહી; પણ નહી. કોઇનીબી મહેનતને જશ મલ્યો નહી, સઘળું ફોકટ ગયું, અને—અને—માત્ર આઠ દીવસની માંદગી ભોગવી આશા અને ઉમેદો આપતો તે ઉછરતો જવાંન ગરીબગાંન બહેસ્ત પામ્યો! 'મહેરાં' અને 'મહેરાં'નુંજ નામ જભાં ઉપર ચાલુ ઉચારી, તે નિરદોષ પુટળીને છેક છેલ્લી ઘડીએબી યાદ કરી—અફસોસ છાટીમાં તો તેણી વિષે બુરુંજ વિચારી—"જુદાઇના ધાથી તીરે કજા" બની તે બીચારો સદાનો ફુલગુજાર થયો.

'હોમ ફૉર ધી હૅલ્પલૅસ'ને માટે તે એક સૌથી કાળો દિવસ હતો; તે આલીશાન મકાનની ચોપાસ ગોયા દલગીરીની શિહા ચાદર વિંટળાઇ ગઇ હતી. જ્યાં જુઓ ત્યાં ગમગીની અને હરૂદયભેદક કલ્પાંત વરી રહેલું જણાતું હતું. ફલી સૌનો માનીતો અને વાહલો હતો, અને તેનું જવાંન મોહટ સઘળાંઓને કોઇ પોતીકાંજ બોહીનું ઉક થયું હોય તેમ રડાવતું હતું.

આહ, વાંચનાર, એ સઘળી અગાધ ગમગીનીનું કારણ શું

આશુ મેહતા ન હતી ! ફલીની ખીલતી જીંદગીનો એટલો જલ્દી નાશ કરી નાંખવા માટે શું તે છોકરી ગુનેહગાર ન હતી ? શું તેને "જુદાઇનો ધા" લગાડી તેણી આડકત્રી રીતે તેની ખુની ન હતી ? એ સઘળાંની મુળ તેજ દગાબાઝ દદા હતી અને એ સઘળી આફત લાવવામાં શું પરવરની સજામાંથી તે છટકી જનાર હતી ? ખચ્ચીતજ નહી.

*　　　　*　　　　*

ફલી પાંડેનાં ચાહરમ વિટાં બાદ પાકલી મારફતે જાઇજી અને મહેરાં અવારયાને પોતાનાં ખાનગી રૂમમાં ધનજીશાહે બોલાવી મંગાવ્યાં. તે બંન્ને અબળાઓ દીલમાં ધાસ્તી સાથે તે ઓરડામાં આવ્યાં.

"જાઇ, પાકલી, હું આજથી આ બાઇને આપણાં 'હોમ'માંથી રૂખસદ આપવા માંગુંછ." ખાનબહાદુરે ઠસ્સાથી મહેરાંને બતાવી કહ્યું. "એ એક ચોર છે, અને હું એવી એક લુચ્ચી અબળાને આપણા પવિત્ર આશ્રમમાં વધુ વાર આશરો આપવા સાફ ના પાડુંછ."

જાઇજી અને પાકલી અજાયબીથી ફાટેલા ડોળે મહેરાં ભણી જોવા લાગ્યાં. તે પોતે પણ આ એકાએક તકાજાથી તમામ હરણફાર બની તેઓને જોવા લાગી. તેણીનો મુખડો ધાસ્તીથી સફેદ થઇ ગયો, જ્યારે તેણીના હોથો ફડફડ થવા લાગ્યા.

"હું—હું—તમુને જરાબી સમજી શકતી નથી, સાહેબ," મહેરાંએ આંખમાં આંસુઓ સાથે બીહકથી પોતાનો એક હાથ ધબકારા મારતી છાટી ઉપર રાખી કહ્યું.

"હું તમને બધું સમજાઉંછ," જાણે, મહેરાંનું બોલેલું તેવણે કદી સમજ્યું નહી હોય તેમ, તેણી ભણી જોયા વિના તે વૃદ્ધ પા-

રસી ગુસ્સાથી જાઈજી અને પાહલી ભણી ફરી બોલ્યા. "પાહલી, આપણાં 'મ્યુઝયમ'માં જે અવારનવાર ચોરી થયા કરતી હતી તેની ચોર આય વિશ્વાસઘાટી અબળા છે!"

મહેરાં દુઃખની એક ધીમી ચીસ પાડી બે ત્રણ ડગલાં પાછળ હઠી ગઈ–તેણીનાં સફેદ મુખડાએ મોહટ જેવો સફેદ રંગ ધારણ કીધો. રે, અફસોસ, કે તે સઘળું તેણીની વિરૂધ્ધ જવા લાગ્યું.

"સાહેબ, તહમે એક ગંભીર ભુલ કરોછ," તેણીએ કોઇનીબી દયા ઉશ્કેરે એવા અવાજે કહ્યું; "તહમે એક જબરૂં ગોથું ખાઓછ."

ધનજીશાહના દીલમાં તેણીનો કરગરેલો સાહદ સમજી દયા આવી. તેવણ લગાર નરમ બન્યા.

"વારૂ, ત્યારે આ ચીઠ્ઠી માટે તહમે શું કહોછ?" પેલી ચીઠ્ઠી કે જે, અરેરે, બાપડી ફલી પાંડેની જમ થઇ પડી હતી તે, તેણીનાં મુખ સનમુખ ધરી તેવણ જરા દયાળુ અવાજે બોલ્યા.

મહેરાંએ તે ચીઠ્ઠી વાંચી. ઓ! તેણીની તે ખરાબી કરતો પેગામ તે દુઃખી બીએ તરતી આંખે વાંચ્યો, અને તેણી ચહેરામાં જ્યાદા ને જ્યાદાજ ફીકી થતી ગઇ. તેણી આંખ ઉઘાડી કોઇ સામે જોઇ શકી નહીં; શરમ અને ધાસ્તીની ભેગી એક બીજી ચીસ પાડી તે બાપડી એક ખુરસી ઉપર ફસડાઇ પડી

ઓ! દગો–દગો! મહેરાંને હવેજ ખ્યાલ આવી શક્યો કે તે પોતે એક કપટી ઓરતનાં કાવત્રાંનો ભોગ થઇ પડી હતી. તેણીની બીમારી–તેણીનાં બેધ્યાંનપણાંની–તે મોહકાણ હતી. શું તે તેઓને સઘળું સમજાવી પોતાના માથેનું ઘેરાયલું વાદળું હઠાવી ન શકે?

નહીંજ તે ફોકટ હતું. તેણીનાં નિર્દોષપણામાં માનવાવાળુંજ

કોણ હતું, જ્યારે તેણીની વિરૂધ્ધ એક આટલી મજબુત સાબીતી હતી ત્યારે ? તે ઉપરાંત—તે ઉપરાંત ગમે તેવું થાય તોબી ચુપકીદી અખત્યાર કરવાનું, આલાંને બચાવી લેવાનું શું તેણીએ વચન આપ્યું ન હતું ?

"કેમ, જી, આય ચીઠ્ઠીને- માટે ત્હમે શું કહેવા માંગોછ ?" ખાનબહાદુરે પાછું કથોર સાદે પુછ્યું.

મહેરાં ચુપ બેઠી, જાણે પોતે ગુનેહગાર હોય તેમ.

"હું ત્હમારી પાસે ખોલાસો માગુંછ, મીસ અવારયા," એક-વાર પાછો સવાલ થયો; પણ તેનો જવાબ ન મળતાં તે વૃધ્ધ શખ્સે લગાર તપી આવી વધાર્યું, "હું મ્હારે ત્યાં ત્હમને રાખવા સાફ ના પાડુંછ, મીસ અવારયા. ત્હમારાં જેવાં કલંકીત બાનુ મ્હારાં 'હોમ' માં વસ્તાં નિર્દોષ ભુલકાં માટે ઘણાં ધાસ્તીભર્યાં છે. ફકટ આજની રાતજ હું ત્હમને અહીં રાખી શકુંછ. આવતી કાલે સહવારે સક્કારામાં ત્હમે મ્હારૂં મકાન છોડીને ત્હમારૂં ભોગવી લેજો. અને હવે જાઓ, હું વધુવાર ત્હમને મ્હારી હાજરીમાં જોવા રાજી નથી !" કોઇ દિવસે નહી બતાવેલી કઠોરતા અને ઉશ્કેરાતથી ખાનબહાદુરે ગુસ્સાથી ગગડાત કીધો.

મહેરાંને માટે તે તાણાવાણી ભર્યા શબ્દો ઘણા હતા. ઓ ! એવા શબ્દો સમજવા કરતાં તે બાપડીનું કોઇ મોહત આણે—કોઇ તેણીની છાટીમાં એક તીણી કટારી લાવી ભોંકી દે ! તેથી રડી-ધમધોકાર આંજુઓનો રેલો તે નિર્દોષ પુટલીના ગાળ ઉપરથી સરી ભોંય ઉપર પડયો.

કોઇ કાંઇ બોલ્યું નહીં—બોલી શક્યુંજ નહીં; અને મહેરાં ઉઠી-

કોઇની ભણી દીઠા વિના તે ઉમરાવ દીલની મહિલા તે ઓરડો છોડી ગઈ અને પોતાને માટે અપાયલા અલાહેદા ઓરડામાં જઇ બીછાણાં ઉપર ઉંધે મસ્તક પડી કલાકોનાં કલાકો સુધી ખામોશ રડયા કીધી.

રડતાં રડતાં જ્યારે તેણી થાકી ગઇ—તેણીની આંખમાંથી આંસુઓનો રેલો સુકાઇ ગયો ત્યારે તે બીચારી ચત્તીપાટ પોતાનાં બીછાણાં ઉપર પડી, અને પોતાની કફોડી સ્થિતિનો દર્દમંદ દીલે ખ્યાલ કરવા લાગી.

નામોશી, તેણીનાં પવિત્ર નામ ઉપર લાગેલો કલંક, તેણીનું ખરાબ થયલું નિરદોષ નામ, તેણીને કમકમાટથી ધમધમાવી મેલવાને બસ હતું. ઓ! આ દુન્યા ઉપર જીવતું દોજખ જોવાડવા માટે પરવર તેણીને શા માટે જીવાડતો હતો? તેણી એવી તે શું ગુનેહગાર હતી કે જેથી ખુદા તેણીને આફતની ચેહમાં આવી રીતે નાખી તવળાવતો હતો? શું તે બાપડીનું મોહટથી એવાજ કકળાત વચ્ચે આવનાર હતું?

મોહટ! તેણીની તે ઉંડી ગમગીની વખતે તે શબ્દ તેણીની છાટીમાં એક કેવો સધ્યારો આણુતો હતો! મોહટનું નામ અત્રે તેણીને કેવું મધુર લાગતું હતું! કાંય નહી તે પોતે પોતાની જીંદગીનો અંત લાવી નાખે? આ ધર્થી ઉપરનો તેણીનો વસ્વાત હવે શા ખપનો હતો? તેણી કોણુને કાજે જીવે? શા માટે પોતાની જીંદગીની દોરી નાહક લંબાવે?

બહેરામ—તેણીનાં જીગરનાં છેક ઉંડાં પડમાં સમાયલો તે વહાલો જવાન—"જુદાઇનો ઘા" કરી તેણીનાં હાથમાંથી સદાનો જતો રહયો હતો; ફલી પાંડે કે જેની તેણી ભણીની માયાળુ વર્તણુકે તેણીના

દીલમાં મંદ પડેલી લાગણીઓ પાછી સજીવન થઇ હતી, તે બીચારો તો હંમેશની શાંતીમાં જઇ સુતો હતો; તેણીનું રહ્યું સહ્યું પવિત્ર નામ પણ હવે દાધવાળું બન્યું હતું, તો કાંય–અરે, કાંય તેણીએ જીવીને વધુ સંતાપ ભોગવવો જોઇએ ?

તેણી ખરાં દીલથી કમકમી ઉઠી. પોતાનો અંત પોતાના હાથે લાવવાના વિચારે તે મુગ્ધી અબળા કમકમાટથી ધ્રુજી રહી. જીંદગીનો આપનારબી પરવર છે અને લેનારબી તેજ પાક સાહેબ છે; તો શું તે કીંમતી જીંદગીનો વગર વિચારે નાશ કરી તે એક નવી ગુનેહગારી પોતાના શીર ઉપર ઉપાડી લે ?

નહીંજ! તેણીને તેણીની જીંદગી લેવાનો કશો હકજ ન હતો. પરવર કદાપી તેણીની કસોટી કરતો હશે. કાંય નહી હજી તેણીનાં નશીબમાં થોડું ઘણું ખમી સુખ ભોગવવાનું હોય ?

પોતાની જીંદગીનો અંત નહીંજ લાવવાના દ્રઢ વિચાર ઉપર આવી તે કોમળાંગી ઉઠી. આ મકાનમાં રાત્રીબી તોડી પાડવાનું તેણીને મુનાશેબ લાગ્યું નહીં; અને મધ્ય રાત્રેજ અહીંથી બાહર પડવાનો તે અભાગણીએ નિશ્ચય કીધો.

રાત્રીની સિહા ચાદર ચોપાસ પંથરાઇ ચુકી હતી, તે વખતે તે અબળા કે જે પોતાનાં પ્યારનો એક વખતે ભોગ આપી પોતાનાં વહાલાંઓને તજી આવી હતી તે, અત્રે બીજી વાર પોતાની કીંમતી આબરૂનો સ્વભોગ આપી તે આશ્રમસ્થાન છોડી રસ્તાની બહાર પડી. રે, અફસોસ, દુન્યાની દયા ઉપર છુટેલી તે મધુરીને હવે બીજી વખતે કોણ આશરો આપનાર હતું ? ખુદા સિવાય બીજું, ખચીતજ, કોઇ નહીં !

---

# પ્રકરણ ૧૩.

—××—

દુર, દુર, અને દુર, વગર વિચારે સિહા અંધકારમાં પોતાનો રસ્તો કાપતી મહેરાં અત્તાસ્યા જતી ગઇ; પોતાની એકલવાઇ સ્થિતિનાં સહેજએ ખ્યાલ વગર, પોતે ક્યાં જતી હતી તેનાં જરાએ ભાણુ વિના, પોતે ચાલતી હતી તે પગે કે માથે તેની સુદ્ધી વગર તે જવાંન મધુરી પડતી ખડતી, માત્ર પોતાની નામોશીનાં ખ્યાલે કમકમીને રડતી, આગળ અને આગળ વધી.

તેણી કલાકોનાં કલાકો સુધી ચાલી. તેણીના પગ ઠાકીને લુસ થઇ ગયા હતા; તેણીની છાટી ઠાકથી એક ધમણુ મીસાલ ઉચકાતી ને બંધ થતી હતી; જમીન ઉપર વારંવાર પડી જવાથી તેણીના ગુંઠણુ છોલાઇ ગયા હતાં, જ્યારે તેણીની બંન્ને હડેલીઓમાંથી લોહીની ધારાઓ વહેતી જતી હતી; તોબી તેણી જરાબી થોબી નહી. પોતે ક્યાં જતી હતી અને જે ગમે તે રસ્તો કાપ લેતી હતી, તેના કશાંબી કારણુ વગર તે અટુલી અબળા આગળ વધતીજ ગઇ—એક નાજુક સ્રીની શક્તિની ઉપરાંત જોરથી ચાલી આંખ મીંચી તે સ્વભોગી તારૂણી, રસ્તો કીસ્યાણુ અંધારામાં અને સમશાન જેવી શાંતી વચ્ચે કાપવા લાગી.

આયંદે તે થોભી. ખાલી ઇંટનાં ઉભા કીધેલાં એક માળનાં એક ઘેરની દીવાલનો ટેકો લઇ હાંફતી છાટીએ અને કળતા પગે, પોતાની ભયાનક સ્થિતિનો ખ્યાલ કરવા તે બાળા અરધી નસોસ જેવી ઉભી રહી. તેણી એટલી દો ડાકી ગઇ હતી કે બડી મુસ્કેલીથી તેણી દમ લઇ શકતી હતી.

પછી તે જમીન ઉપર તુટી પડી. ચોપાસ સિહા અંધકાર જોઇ તેણીને તમ્મર આવી ગયા અને ભીંતનો ટેકો લે તે અગાઉ તે બાપડીના પગે ટટાર ઉભું રહી શકાયું નહી, અને પોતાની સુદ્ધી બુદ્ધી ખોહી એક લપેરા સાથે તે ભોંય ઉપર ગબડી ખાઇ પટકાઇ પડી.

તેણી જ્યારે જાગી ત્યારે ચોમેર અંધારૂં જેમનું તેમ હતું. તેણી જ્યાં પડી હતી ત્યાંની ત્યાંજ હાલમાંબી તેણીએ પોતાને ફરૂડાઇ પડેલી જોઇ. ઠંડી ઘાસવાળી જમીન અને કઠણ ખેકદર દીવાલ તેણીને હાલમાંબી આશરો આપતાં હતાં. ત્યાં સઘળું જેમનું તેમ હતું—સિહા અંધકાર, ઉંઘમાં ન જેવો અવાજ કરતાં પંખીઓ, ક્યારીઓની ઝીણી કંપારી આવે તેથી ઠીચકીચ, બોહળાં આકાશમાથી ગોયા તેણીની આવી સિહા સ્થિતિ ઉપર મશકેરી કરતા હોય તેમ ડોકયું કરી જોતા તારાઓ અને એકુણે ગોરાં વાદળાંઓનાં કાળાં ધાબાં.

તે ઊંડી શાંતીમાં એક અવાજે તેણીને ચમકાવીને બીહવરાવી. તે અવાજ કોઇની મારામારીનો હતો—કોઇ હાથોહાથની કરતું હોય એવું મહેરાંને લાગ્યું. મહેરાં ધાસ્તીથી ધરૂજતી છાતીએ તે સમજતી બેઠી.

એક બે મીનીટો, કે જે દરમ્યાન તે મારામારી થોભી હોય તે કારણે, કોઇબી કીસમની ગડબડ મહેરાંના કાને આવી નહી. માત્ર બેજ મીનીટો—કેમજે બીજીજ પળે એક પીસ્તોલના જબરદસ્ત ગોળા ધડાકાએ ત્યાંની હવા ધુજી રહી. તે એક ઘણો મોટો ધડાકો હતો કે જેનુ 'વાયબ્રેશન' લગભગ એક મીનીટ સુધી હવા સાથે ત્રાડી અવાજ કરી રહ્યું.

શું બનતું હતું તેનો મહેરાં સ્હેજબી વિચાર કરી શકે તે અગાઉ ડડાકાબંધ એક બારણું ઉઘડીને બંધ થઇ જવાનો મહેરાંના કાને અવાજ પડયો. અલકરાપ બંધ કરવાનો અવાજ અને તેની સાથેજ કોઇ શખ્સનો દાદર ધબરધબર ઉતરી પડવાનો અવાજ તે સુંદરી સારી રીતે સમજી શકી.

તેણીનું લોહી ઠંડ થઇ ગયું-ગોયા, તેણીનું ધબકારા મારતું જીગર અવાજ કરતું એક પળ ઉભું રહી ગયું. તેણીએ, તેણી જે ભીંતનો ટેકો લઇ પડી હતી તે ઘરમાંથી એક લાંબા કાળા આકારને બાહર પડી, પોતાની તરફ આવતો દીઠો. તેણીના મુખમાંથી એક તીણી ચુગ બાહર પડી જતી અટકાવા માટે તેણીએ તેણીના હોથો મજબુત હાથે દાબ્યા અને તે શખ્સ તેણીની છેક લગોલગથી તેણીને દીઠા વિના ઘણોજ ઝપાટામાં પસાર થઇ ગયો.

મહેરાં એ બધું શું બની ગયું તે કશું કલ્પી શકી નહી-તે એટલી તો સકમબકમ બની ગઇ હતી કે કેટલી પળો સુધી તેણીની વિચારશકિત તેણીને તજી ગઇ હોય તેમ કશો પણ ખ્યાલ કર્યા વગર ફાટેલા ડોળે તે તે અંધારાંની વચ્ચે જોવા લાગી.

થોડીક પળોમાં તે સાવધ થઇ; અને બીહકથી તેણીનું આખ્ખું તન કાંપવા લાગ્યું તેણી કયાં હતી ? તેણીની હાજરી સનમુખ એ સઘળું શું બની ગયું હતું ? એ પીસ્તોલનો ધડાકો શા માટે કરવામાં આવ્યો હતો ? એ પેલો ચાલી જનારો શખ્સ કોણ હતો ?

ખુન ! ઉપલા મનસે સવાલો પુછ્યા પછી એકાએક નવો ખ્યાલ તેણીના મગજમાં ધસી આવ્યો. જે પેલો પીસ્તોલનો ધડાકો થયો હતો, તે કાંય નહી પેલા તેણીની લગોલગથી પસાર થઇ જનારા

મરદે કર્યો હોય ? કોઇ નહી આ મકાનમાં કોઇનો જીવ લઇ તે નાહસી જતો હોય ? ખુન ! એ વિચારેજ તે કમજોર કોમળાંગીનાં બદનમાંથી કમકમાતની એક ધીમી અને ઝીણી ધ્રુજરી વહી ગઇ. તેણી પોતાનાં બે હાથની અદબ વાળી બેઠી અને હવે શું રસ્તો લેવો તેનાં વમાસણમાં પડી.

"મદદ ! ઓ ખોદા, કોઇ મદદ કરો !" એક અતી ધીમો, મદદની આર્જુ કરતો દુઃખથી ભરપુર અવાજ મહેરાંએ સમજ્યો; અને એકવાર પાછું તેણીની રગોમાં જોશથી દોડતું લોહી ઠંબ થઇ ઉઠ્યું.

ઓ ! તે અવાજ ! દુઃખથી કકળીને સહાયતા માંગતો તે ઉંડો ગમગીન સાહદ ! તેણીએ તે અગાઉ કયાં સમજ્યો હતો ? તે એક ઓળખીતો અવાજ હતો; પણ કોણનો, તે તે મુદ્દલ કલ્પી ન શકી.

"ઓ મદદ ! મ્હારા બાપ, કોઇ મને મદદ કરો !" તે ઉંડો ગમખ્વાર અવાજ મહેરાંનાં કાને પાછો અથડયો, અને તેણી હીંમતથી હવે ખડી ગઇ બેઠી, તે કોઇ મદદની આર્જુ માગતાને મદદ કરવાના વિચારે. તે અવાજ ઘણોજ ધીમો હતો–એટલો તો ધીમો કે જો રાત એટલી બધી શાંત ન હતે તો મહેરાંને કદાચજ કાને તે આવી અઠડતે.

તેણી ઉઠીને ઉભી થઇ. પોતાનું સઘળું દુઃખ તમામ ભુલી જઇ તે પરગજુ છોકરી તે મદદનાં પોકારો કરતા શખ્સને સાહ્ય થવા તૈયાર થઇ ગઇ. તંતોસ્તી તતોસ્તી, ભીંતનો ટેકો લઇ તે તે મકાનની આગળી બાજુએ આવી ઓટલા આગળ ઉભી.

તે આખ્ખું મકાન ગુપ્ત અંધારા ગારમાં ગરક હતું; અને

એક બે પળ તો મહેરાંને માનવાને લાલચથી થઇ ગઇ કે જે દુઃખની બુમ પડી હતી તે આ એકાંત મકાનમાંથી નહીંબી હોય; મગર તેણીએ તેજ પળે ચોમેર પોતાની નજર દોડાવી તો નજદીકનાં અંતરાફમાં તેણીને એકબી મકાન નજરે પડી શકયું નહી.

"અરે, મ્હારી રતાંને બચાવા–તેણી આગળ વખતસર પુગી વળવા શું અત્રે મને મદદ કરનારૂં કોઇજ નથી?" એકવાર પાછો તે આજીજીથી અને નાશીપાસીથી ભરપુર અવાજ મહેરાંએ સમજ્યો, અને તે સમજતાં એક બંબ તેણીનાં પગ આગળ ફાટ્યો હોય તેમ તે જમીન ઉપરથી ઉછળી. તેણીને તરતજ તેણીની હેતવંતી કઝીન રતાં યાદ આવી. શું તે કોઇ ઓળખીતો અવાજ તેણીની વહાલી પીત્રાણુને માટેજ બોલતો હતો?

"હમે કોણ છેઓ?" મહેરાંએ સઘળી હીંમત એકઠી કરી પુછ્યું; "હું હમને મદદ કરશ. હમને કેવી રીતની મદદ જોઇયેછ?" એટલું બોલતાં તેણી ઓટલાની ચાર પાંચ સીડી ઉપર ચઢી માળ ઉપર જવાનાં દાદર આગળ આવી ઉભી.

"ઓ! ખુદાનો ઉપકાર!" તે અવાજે ભારે ઉશકેરાતથી કહ્યું; "મેં હમને તરતજ ઓળખ્યાંછ. તમે મીસ મહેરાં–મહેરાં અવાસ્યાજ છેઓની? હું કાવસ હાંસોત્યો છેઉં! હમે મને મદદ કરી શકશો?"

"હા."

"ત્યારે તો મહેરબાની કરી દાદરની નીચે એક ફાનુસ છે તે સળગાવીને ઉપર હમે નહીં લઇ આવો?" તેણે કહ્યું; "હું અહીં ચોમેરથી અંધારામાં તદન ગુંગળાઇ ગયોછ. મને દાદર કેઠેબી જડતો નથી. મ્હારી પકકી ખાત્રી છે કે દાદરની નીચેજ એક ફાનુસ છે, જેમાં માચીસ અને એક નાહની દીવી છે."

મહેરાંએ જાસ્તી હીંમત પકડી એક અપંગ મનુષ્યની માફક તે માણસ શોધી કાઢ્યું; જેમ કરતાં સારે નશીબે તેણીને ઝાઝી મુશીબત નડી નહી. માચીસબી અંદરજ હતી જે સળગાવી તે અબળા જરાબી બીહવા કે અચકાયા વિના તે કરકર બોલતા દાદર ચઢી પહેલે માળે આવી ઉભી. ત્યાં તેણીને, રતાંને એકવાર આગમાંથી બળી મરતી બચાવનાર બાહદુર જવાન કાવસ હાંસોત્યાં ઉશકેરાતથી હાંફતો, મોહટ જેવા સફેદ ફીકકા ચહેરા સાથે, સામો મલ્યો. તેની આંખ આભારથી ભરપુર હતી અને કેટલીક પળો સુધી મહેરાંને ટીકયા કરી તે ચુપ ઉભો.

"ઓ, ત્હમારો આભાર હું કેમ ભુલશ, ભલાં મીસ અવાસ્યા?" તે, પછી કેટલે વારે, બોલી શકયો. "ત્હમે મને આજે એવી સખતની મદદ કીધીછ, કે જે માટે હું જીંદગીભરનો ત્હમારો ઉપકારી થયો છ."

"પણ—પણ તે શું મ્હારી રતાં દુઃખમાં છે?"

"હા," કાવસે ઉશકેરાઇ આવી જવાબ દીધો, "એક કમબખ્ત ચેલા જેવો મરદ એની પુઠે લાગેલો છે. એનું ખુન કરવા એ માંગે છ. પણ તે અગાઉ એ મુજીનુ હું લોહી પીવશ. ઓ મહેરાંમાય, હમણાં કંઇબી રીતની વાતચીત કે ખોલાસા કરવાનો વખત નથી. ત્હમે ચાલો, બસ મ્હારી સાથે આવો, આપણે બંન્ને જણાં રતાંને વખતસર ચેતાવ્યે, તેણીની જીંદગી જતી વખતસર બચાવ્યે. મ્હારા ખુદા, તું અમને એ છોકરીને ઉગારી લેવા તે જગા ઉપર વખતસર લઇ જજે!"

ગુંચવાયલી, ગુંભરાયલી, તમામ તાજુબ બનેલી મહેરાં અ-

વાસ્યા પેહલું ફાનુસ જમીન ઉપર મુકી જાણે પોતે ઉંઘમાં ચાલતી હોય તેમ કશીબી બીનાની માહીતી વિના કાઉની પુઠે સંભાળથી ચાલવા લાગી. કાઉ તેણીને દોરવીને નીચે લાવ્યો, અને અરધો ચાલતો, અરધો દોડતો, તે હાકેલી અબળાનેબી તેવીજ રીતની ફરજ પાડતો, તે સિહા અંધકારમાં પોતાનો રસ્તો વાંકો ચુકો ગલીમાંથી વળી કાપવા લાગ્યો. બીચારી મહેરાં! પોતાનાં તનની ઠાક અને મનની બીમારીનાં જરાબી ભાણ વિના તેની પુઠે સઘળી બીનાથી બીનવાકેફ એક કુત્રાં મીસાલ જવા લાગી.

*　　　　　*　　　　　*　　　　　*

રતાં દાવરની જીંદગી તેણી પોતાને તદન અકારી થઇ પડી. રોજનો સંતાપ, ધડકધુજારો અને ચાલુ ધીમી બીમારીની મોહકાણે તેણીની તબ્યત ઘણી લહડી, અને જે જીંદગીએ તે જીવતી હતી તેને હવે વખત જતાં તે શ્રાપ દેવા લાગી.

તેણીએ ગરીબાઇમાંથી વૈભવ જોવા થકી એક ઠાગાથી બહેરાંમને પોતાનો કર્યો હતો; પણ અફસોસ! આપણે જાણ્યે છીયે તેમ તેની કે તેણીની કોઇનીબી જીંદગી તે લગનથી કોઇબી કીસમે સુખી થઇ શકી હતી નહી. તે જોડાણથી તેણીએ તેની આશા આપતી જીંદગીની ધુળ કીધા ઉપરાંત, હવે પસ્તાવાથી કોતરી ખાતાં જીગરે તેણી સમજી શકતી હતી કે, પોતાની જીંદગીનીબી સર્વોમ ધુળ વાળી નાખી હતી.

પોતાની જાલમાઇ અને જુહાકીપણાંએ તેણીએ તેને તેણીને ધીકકારતાં શીખવ્યો હતો; પરણ્યા પછી પ્યાર વધવાને બદલે ઉલટો તે તેણી ભણી વધુ સખ્ખત અને ઠંડો બનતો જતો હતો, તે એ-

ધ કે તેણી દિવસો થયાં બીમાર પડતી તો ના તેણીની તે ખબર પુછતો કે ના કોઇ નોકર નફરો મારફતે ખબર મંગાવતો. તે હવે વદન એકાંતમાં વસ્તો—પોતાનાંજ ઓરડામાં ખાતો પીતો અને સઘળું પોતાને હાથે જાતે પોતે ફોડી લેતો, જાણે તેની કોઇ પરણેતરજ હસ્તીમાં હોય નહી તેમ.

એ રતાંને જાલેમ દુઃખ લાગતું હતું—કંગાળ એકાંતવાસ તેણીને કરડવા આવતો હતો. જો કે કાઉ હાંસોલ્યો ચાલુ તેણીને ત્યાં ધકેલા પછાડા ખાતો હતો; મગર તેની દોસ્તીબી હવે તેણીને કંટાળા ભરેલી લાગતી હતી. તેની સોબત ભણી પણ હવે તે ભારે કચવાતથી જોવા લાગી.

જો કે પરણ્યા પછી બે ત્રણ મહીના કાઉની દોસ્તી તેણીને વહાલી જણાતી હતી—તેની સાથે તે અવારનવાર પેલી ધ્રુતમ ધાતમની જગાપર જઇ વહેમમાં તણાઇ તુટતી અને તેણી, ઘણી નહી અને થોડીબી, તેનામાં ઉલટ અને મોજ લેતી હતી; પણ તે માત્ર થોડાજ મહીના. વખત જતાં, ઉપર કહ્યું તેમ, તે તેની દોસ્તીનેબી વખોડવા લાગી. જો કે બહેરામ તરફનો પ્યાર મેળવવાને ખાતર અને તેને તાબેદાર ગોલામ જેવો બનાવી નાખવાને ખાતર તેણીએ દરગાહો, બ્રાહમણો અને જ્યોતીષોનાં ઘેર ભરી નાંખ્યા હતાં, પણ તેમાં અંતે તેણીનું કાંઇજ વલ્યું નહીં. ઉલતું જેમ જેમ દિવસો જતા તેમ બહેરામ તરફ તેનું વહાલ વધવા લાગ્યું અને તેણીને ઇનસાફ દેવા ખાતર કહેવુંજ જોઇયે કે તે વહાલ તેણીનાં સાચ્ચાં અંતઃકરણનું હતું; મગર જેમજેમ ઉંડી લાગણીઓ તેને માટે તેણીના દીલમાં વસવા લાગી તેમતેમ ઉંડી ધીકકારની લાગણી બહેરામનાં જીગરમાં તેણીને માટે બરપા થવા લાગી. તે તેણી ભણી, તેણી સહન કરે

તે કરતાંબી વધારે, ઠંડો અને કરડો રહેતો હતો. રતાંથી તે સહન જરાબી થઇ શકાતું ન હતું, અને કોઇ કોઇ વેળા તો તેણી એકાંતમાં પરતાવાનું એક કડવું રડવું વારંવાર રડતી અને વારંવાર ઇચ્છતી કે તેણી બહેરામને પરણીજ ન હતે-મહેરાંના હક ઉપર તરાપ મારી તેની ધણયાણી થઇ બેઠીજ ન હતે.

આપણે તેણી વિષે છેલ્લું વાંચી આવ્યા પછી તેણીએ એકબી ઘડી શાંતીમાં કે સુખી ગુજરી ન હતી. તે કોઇ પેલા શખ્સની હાજરીથી એટલી તો સખ્ખત રીતે બીહ ગઇ હતી કે-પોતાની બેસુદ્ધીમાંથી જાગૃત થયા પછી-તેણી જરાબી કરારથી વસી શકી નહી. તેણી ચાલુ મોહટ જેવી ફીકકી રહેતી, ચાલુ કાંઇબી બીહક લાગે એવા ખ્યાલોમાંથી ચમકી ઉડતી અને બબી ખાધેલે ચેહરે એમથી તેમ ફર્યા કરતી હતી.

તેણીનાં દીલમાં વસેલી તે ધારતી જખુન હતી, જેણે તેણીની તબ્બત ઉપર ઘણી માઠી અસર કોધી. તે ચાલુ માંદી રહેવા લાગી. રાતનાં તે બરાબર ઉંઘતી નહી; અને કદાપી-ઉંઘાવાની એક જીવતોડ કોશેશ કીધા પછી જો-તેણીને ઉંઘ આવતી તો માત્ર પાંચજ મીનીટમાં તે કાંઇ બીહામણા સ્વપ્નાઓ જોઇ એક જબરદસ્ત ફાળ ખાઇ ઉડતી અને પછી કલાકોના કલાકો ધારતીથી ધ્રુજતાં તને તે ઉંઘ વિનાના કોરડા ગુજારતી હતી.

દીવસનાંબી તે ઘણી બેકરાર રહેતી હતી. કંગાળ રાત ગુજાર્યા પછી રોજ પોતાનાં ધણીને પટાવી તેણી પોતાની સાથે વાત કરવા બોલાવતી, પણ તે સાફ કાઇનું કાંઇ નજીવું બાહણું કાઢી તેણી આગળ આવવાને ના પાડતો. તેણી એખલી પડતી, તો દિવસ હોવા

છતાંબી પેલો ધાસ્તીભર્યો ખ્યાલ તેણીના મગજ ઉપર કુદાકુદ કરી રહેતો અને તેણીને બેચેન બનાવી દેતો હતો.

આ રીતે રતાં એક કંગાળ જીંદગી જીવતી હતી. ખાસ કરીને પેલા કોઇ શખ્સની તેણીના બંગલામાં અચાનક હાજરી પછી તેણીની જીંદગાની ઘણીજ નહી જીવવા ગમે તેવી થઇ રહી હતી; અને હવે તે હર પળે પોતાનું મોહટ માંગતી હતી.

આહ, કેવો અચાનક ફેરફાર! એક જાલેમ દહા કે જે પોતાની જાલમાઇની છેક ટોંચ ઉપર આવી, પોતાની ફતેહ ઉપર થોડાજ માસ અગાઉ મગરૂરીથી ફુંફાડા મારતી હતી, તેનામાં આ એક કેવો ન ધારેલો, ચમતકારભર્યો ફેરફાર થઇ ગયો હતો?

પ્રીય વાંચક, એ કુદરતનો કોપ હતો. બીજાંને દુઃખી કરી કોણુ સદાકાળ સુખી થઇ શકયું છે? બીજાંનાં હક ઉપર તરાપ મારી, બીજાંની જીંદગીમાં સંતાપનો સડો નાખી આ ધર્થી ઉપર સુરપુર સમાન સુખ કોણુ મેળવી શકયું છે? કોઇજ નહી. બુરાંનો-કરણીના કાયદા મુજબ-બુરોજ સદાકાળ અંજામ છે; તેમજ નેકને તેઓની નેકી મુજબ આયંદે નેક નતીજો મલ્યા વિના કદીબી રહી શકતોજ નથી.

આજે તેણી આખ્ખી રાત ઉંઘ વિનાની કાઢ્યા પછી ઘણી સકકારે બાગમાં ઉતરી. હજી સહવારનું પોહર હતું-સુર્યનારાયણુની સવારી આળસુ ઐયાસી લોકને ઉંઘમાંથી બીદાર કરવા હજી આ દુન્યા ઉપર આવી ચુકી ન હતી; પંખીઓ મધુર હલકે રવીરાજની હાજરી માટે રાહ જોતાં, માથું નીચું નમાવી જાણે બંદગી કરતાં હોય તે મોસાલ, ગાતાં હતાં; ખુશનુમા રાતની મોજ ચાખ્યા પછી પોતાનાં પુર બાહરમાં ખીલી રહેલાં ફુલો ચોપાસ પોતાનો સુગંધ

ફેલાવી નાકની ઇંદ્રીને ખુશાલ કરી રહયાં હતાં; ટુંકમાં એમજ કહોની કે આખ્ખા દિવસનો તે એક સૌથી સરસ વખત હતો–દુઃખીનું દુઃખ વીસરાવે, સુખીનાં સુખમાં ઉમેરો કરે અને ઠાકેલાંની ઠાક વીસરાવી નાખે એવો.

તે વખતે રતાં દાવર ચીંતાનો ચીલ્લો પોતાનાં મગજ ઉપર લટકાવી–કુદરતની અદભુત રચના ભણી તમામ આંધળી–બાગમાં આવી એક બાઝટ ઉપર બેઠી. પરવરનાં હાથે રચાયલો તે દીલખુશ દેખાવ તેણીની નજરો સામું ડાચું વકાસી અરડાઇ પડયો હતો, પણ તેની ભણી વખાણુની નજરે જોઇ તે અસાધારણ શકિત માટે ખોદાની બંદગી કરવાનું તેણીને જરાએ સુઝયું નહી.

તેણી બેઠી. કેટલો વાર વેર પોતે પોતાની જીંદગી દરમ્યાન કીધેલી જાલમાઇ માટે પસ્તાવાથી ખ્યાલ કરતી બેદરકારીથી કુદરતનાં દેખાવ ભણી જોતી બેઠી. આજેજ અને અત્રેજ પહેલીવાર તેણીને તેણીની વહાલી કઝીન મહેરાં હૈયે ચઘી આવી–આજેજ તેણી ભણી તેણીનું જીગર દયા અને દીલસોઝીથી જળવા લાગ્યું. ઓ, ગરીબ તે ! હાલમાં તે કયાં હશે ? રે, અત્રે તેણી કેમ હશે ? તેણી તેણી તરફ કેટલી હદની ક્રુર અને ગેરઇનસાફી બની હતી–તે બીચારીના ઉપકારનો બદલો કેવા અપકારથી તેણીએ વાળી આપ્યો હતો ! આજે પહેલીજ વાર રતાંની આંખો તે હેતવંતી કઝીન માટે આંજુઓથી ભરાઇ ગઇ. તે પશ્ચાતાપનાં આંજુઓ હતાં; મગર શું તેથી તેણીની ગેરઇનસાફી, બેસલુકાઇ અને જાલમાઇ ભુલાઇ જવાવાની હતી ?

તેણી બેઠી હતી તેની પછવાડે ઝાડીમાં એકાએક કોઇ ખખડાત થયો; પેહલાં તેણી બીહધી, પછી તેણીનું જીગર ખુશાલીથી

ભરપુર થઇ રહ્યું. કદાચ બહેરામ તેણી આગળ આવ્યો હશે એવું વિચારી તેણી ઉઠી, અને તેની ગોદમાં જઇ ભરાવા તેણીએ તેણીનાં બંન્ને હાથો પોહળા કીધા; પણ બીજીજ પળે એક બીજાજ શખ્સને પોતાની સામે ઉભેલો જોઇ મોહટ જેવી ફીક્કી મારી જતાં તેણીએ તે હાથ પાછા નાખી દીધા.

તેણી ધારતીથી તમામ ફરતી ગઇ! તે મરદ કે જેને માટે તે હર પળ ધારતી રાખતી હતી તેને ...ખુદ બ ખુદ પોતાના ચહેરાની સામે આવી ઉભેલો જોઇ રતાં હાવર બીહકથી તમામ લાકડુંજ થઇ ઉભી. તેણીએ એક જબરદસ્ત ચીશ પાડવા ઇચ્છી, પણ તેણીનું ગળુંજ ચીપટાઇ ગયું. એક પત્થરનાં પુટલાં મીસાલ તે તમામ સ્તબ્ધ થઇ ઉભી.

“ચાલ હવે પેત્રા ના કર, રતાં,” તે એક અધોર ઉમરનો પારસી હતો, કે જેણે રતાંની હેબતનાક સ્થિતિ જોઇ ઘણા ધોધારી અવાજે કહ્યું; “હું એકાદ આવી તકની બહુ આતુરતાથી રાહ દેખતો હતો. તું ત્હારા આગલા વરને નહી ઓળખવાના ઢોંગ ના કર. એસ અહીં,” તેણે તેણીનું પાંખડું પકડી તેણીને બેસાડી અને પોતે બી તેની પાસે બેઠો. “હું હવે સેવટનો હીસાબ અહીં ચુકવવા આવ્યો છ.”

“ત-ત-ત-ત-ત્હમે શું કહેવા માગોછ?” રતાંએ તોતરી, ખેંચાતી જબાંએ માંડમાંડ સમજી શકાય એવા નબળા સાહદે પુછ્યું.

“હું-હું-હું-હું-ત-ત-ત્હારૂં ખ-ખ-ખુન કરવા માંગુંછ,” તેણીની બાબરી પડેલી હાલત ઉપર મજાક કરતાં તે બોલ્યો; “ચાલ હવે ઢોંગ છોડ; ને મ્હારૂં બરાબર સમજ. હું ત્હારો પહેલો અને હકદાર

ભરથાર લવજી દાવર છેઊં ! તું મને જીવતો જાણ્યા છતાં બીજો વર પૈસા મેળવવા કાજે પરણી આવીછ. તું જાણુતી'તી કે હું જી-વતો છેઉં—તેં મને પેલી નાટકશાળામાં જીવતો જોયો હતો; અને તે સઘળું છતાં તેં 'બીગમી'નો ગુનાહ ત્હારા માથા ઉપર હોરી લીધોછ. જો હું જાહેર થવા માંગતે તો અત્યારનો જાહેર થઇ ચુકયો હોતે, પણુ મનેબી મ્હારી મતલબ સાચવવાની હતી. મનેબી ત્હારી માફક એક જવાંન ખુબસુરત છોકરી પરણુવાની હતી, તેથી હું અત્યાર તુલીક મુંગો રહયોછ. આજે મને ઘણો સરસ લાગ મલ્યોછ. ત્હારો વર તો મ્હારા દગાનો ભોગ થઇ પડી ગઇ રાતનો વાંદરા ખાતેનાં મ્હારાં છુપાં ઘેરમાં મોહટની શાંતીમાં જઇ સુતોછ. હવે ત્હારી વારી આવી છે. પણુ હું તને એમ નહી મારી નાખશ. ત્હારી પાસે જે સઘળું હશે તે લઇનેજ હું ત્હારો જીવ લેવશ; મને પૈસા તેમજ ત્હારી જીંદગીનાં નાશની ઘણી અગત્યતા છે, કેમજે, જેમ તેં કીધુંછ તેમ, હું બી એક જુવાંન છોકરી પરણુનાર છેઉં. ચાલ, મને દેખાડ તું દોઢયાં કયાં મુકેછ તે?"

મગર રતાં શું બોલે? શું દેખડે? ધાસ્તીથી તે એટ્લી હદ સુધીની હદબડી ગઇ હતી કે ફાટેલા ડોળે પોતાનાં આગલા વરને ટગરટગર ટીકીને જોયા વિના બીજું કશુંબી તે કરી શકી નહી.

"કેમ, મ્હારી હસ્તીનો તને હજી કાંઇ પુરો ખયાલ આવી નથી શકતો?" તે તેણીનું તનબદન હીલવી નાખતાં બોલ્યો; "હું ત્હારો આગળો અને હકદાર ભરથાર છેઊં એવી તને શું હજી ખાત્રી નથી થતી? શું તે માટે હજી તું શકમંદ છે? અરે જા, ચંડાલ! એવા પેત્રા કંઇ મ્હારી આગળ નહી ચાલશે. હું તો જીવતો જાગતો જ કેટલો વખત થયો પડેલો હતો; મ્હારાં મરણુની ખબર ખોટી

અહીં મોકલનારખી હુજ હતો. ચાલ, હવે શું કહેછ? રૂપ્યા અને જર ઝવેરાત કયાં મુકયાંછ તે મને દેખાડેછ કે? નહી તો તને અહીં ને અહીંજ લાંબી છત કરી નાખી હું મ્હારૂં સુજી સમજી લેઉ?

તે ક્રુર શબ્દો સમજી રતાં કમકમીને તેનાથી અળગી થઇ બેઠી.

"અરે, બૈરાંમાય, દુર શાનાં નાહસોછ?" તેણીનો ધરૂજતો હાથ પોતાનામાં લઇ તેણીને પોતાની તરફ ઘસડતાં તે કઠોર અવાજે બોલ્યો. "ગળું દાબું કે દાટયાં કયાં છે તેની જગા ચુપચુપ બતાવો છ?"

રતાં કશું બોલી શકી નહી.

ઓ, તે ભયાનક પળ! તેણીને મુંગી જોઇ એકદમ તપી આવી તે બદકાર એક ઝનુની ચીત્તા પેરે ઉછલ્યો, અને પોતાનાં રાથોડી હાથોમાં તેણીનું ગળું ધરી જોશથી દાબવા લાગ્યો. ઓ, જો તેણે તેનું આંગળું ખરી જગાએ મુકયું હતે તો આયજ ઘડીએ રતાં તે જગા ઉપર મુદદું થઇ પડતે; પણ નહી, તેણીની સરજત થોડાક વખત જાસ્તી જીવવાની હતી.

લવજી તેણીનું ગળું ઘણુંજ જોશથી ભચડી શકે તે અગાઉ કોઇનાં ઉતાવળ્યાં પગલે તે ઝગકી ઉઠયો અને તેણીની ગળચી છોડી દઇ ભાગી જવાનો મારગ પોતાનાં મનસે રચતો હતો તેતલામાં પોતાનાં મુદદઇ કે જેને તે મુવેલો ધારતો હતો તેને એક બીજી જવાંન અબળા સાથે જોઇ તમામ હરણુફાળ થઇ ગયો.

તે એકજ પળ હતી કે જ્યારે તે કાકુ હાંસોત્યા ભણી તેનો જીવ લેવાની મકસદથી દોડયો. તેને કશાંની ઠોકર લાગી અને બાઝટ સાથે તેનું માથું સખ્ખત રીતે પછડાતાં તે અરધી બેભાનીમાં ત્યાંને

ત્યાંજ તુટી પડયો ! કાઉ તુરતજ તેની ભણી ગયો અને તે કમ-જાતનો કબજો પોતાના હાથમાં લીધો.

તેજ પળે રતાંની નજર મહેરાં ઉપર ગઇ; બીહક અને ખુશાલીની એક કારમી ચીશ તેણીના મુખમાંથી બાહર પડી ગઇ અને જો વખતસર મહેરાં તેણીની વાહરે ધાઇ ન હતે તો જરૂરજ તે પોતાની સુદ્ધી બુદ્ધી ખોહી દીધેલી સ્થિતિમાં જમીન ઉપર જઇ પડતે.

રતાંની ચીશથી અંદરનો બંગલો બધો ધમધમી રહયો અને શું બન્યું હતું તે જોવા નોકરો સાથે બહેરામ કરંજ્યો તે જગા ઉપર ધસારાબંધ ધસી આવ્યો અને ત્યાં તેની નજરે જે દેખાવ પહેલ્લીજ પળે પડયો તે જોઇને તે તમામ દહેશ્તાઇને સ્તબ્ધ થઇ ઉભો !

વાહલા વાંચનાર, ત્હારી નજર સનમુખ પંથરાઇ રહેલો આ દેખાવ શું તને એકાદ નાટક તખ્તા ઉપર એક સામતા બની જતા બનાવનો ખ્યાલ નથી આપતો ? એક બાજુએ રતાંનો આગલો વર ઉંધે મસ્તક ઝીખાઇ પડેલો, જેની પાસે ઉશકેરાતથી વાંકો વળેલો કાઉ હાંસોત્યો, બીજી બાજુએ બેશુદ્ધ મહેરાંના હાથમાં તુટી પડેલી રતાં, ત્રીજી બાજુએ નોકર ચાકરો સાથે સ્થિર ઉભેલો, બેસી ગયલાં ડાચાં અને સુકાઇ ગયલા ચહેરા સાથનો, બહેરામ કરંજ્યો અને તેઓની આજુબાજુ છવાઇ રહેલો કુદરતનો રળ્યામણો દેખાવ, શું સ્ટેજ ઉપર વારંવાર બનતા ટાબ્લો વીવાંનો, ડીયર વાંચનાર, તને ભાસ નથી આપતો ?

આપણે તે જીવતાં ચીત્રને જરાબી છંછેર્યા વિના તેની ઉપર સેવટની એક નજર નાખી, સંતોષની આહ અને સાથે દુઃખનો પણ એક ધીમો નિસાસો ફેંકી, ધીમે ધીમે એક ડરોપસીન નાખીશું.

---

# પ્રકરણ ૧૪.



## સેવટ.

ગરબડ, ઘોંટાળો અને દુ:ખ એ સર્વ ચીજ આવે છે ત્યારે હંમેશાં એક સામતીજ આવીને ડોળા ધુરકતી ઉભી રહે છે. એબી, ડીયર વાંચનાર, કુદરતનો એક ફાંટોજ છે, કે જેની સાંમે કદી કોઇથી થઇ શકાતું નથી. ધૈર્યતા અને સમયસુચકતા તે વખતે ઘણી અગત્યની છે અને તેજ બે ઉમદા ગુણો ગમે તેવાં દુ:ખનાં ગુંછળાંને સલામતી સાથે સમુ કરી શકે છે.

બહેરામ કરંજયો ગમે તેવાં નબળાં જીગરનો હતો, તોપણ તેનામાં હીંમત અને સમયસુચકતાના બે નેક ગુણોની કોતાહી હતી નહી. તે પહેલી પળોએ તેની નજર સાંમે બની રહેલા બનાવથી તમામ બેબાખલો બની ગયો હતો, ખુશાલી દલગીરી અને અજાયબીનાં એક ભેગા આંચકાની મોહકાણે; તોબી તેણે ઘણાજ થોડા વખતમાં પોતાનાં મન ઉપર કાબુ મેળવી લીધો, અને કેવી કીસમે કામ લેવું તે પોતાનાં મગજ સાથે નક્કી કરી નાખ્યું.

તેનાં દીલની વાત નહી વર્ણવી શકાય એવી હતી. મહેરાંની તેના બંગલામાં હાજરીથી તેનું બંદ પડી ગયલું ગમખ્વાર જીગર તેણી ભણી ખુશાલીથી કુદકા મારી દોડવા લાગ્યું; તેની પરણેતરની એકાએક બેસુધ્ધી, પેલાં રતાંના આગલા ભરથાર કે જેને તે હજી સુધી પોતાનો વડો ભાઇ સમજતો હતો તેનું, જમીન ઉપર લોહી લોહાણ હાલતે લાંબા છત થઇ પડવું તેને દલગીરીથી ભરી નાખતો

હતો, જ્યારે એ સઘળું શું અને કેમ બની ગયું હતું તેની બેખબ્બ-રીનાં કારણે તે તમામ અજાયબીથી લીન થઇ જતો હતો. એ ત્રણ લાગણીઓ વચ્ચે, આપણે ઉપર વાંચ્યું તેમ, તે પહેલા હદની બાહર અકળાઇ ગયો હતો, પણ જરાજ વારમાં સાવધ થઇ ગયો.

"ખુદાને વાસ્તે આ બાઇને પહેલાં અંદર મોકલી દેઓ!" લવજીનાં બેસુધ્ધ આકાર આગળ ગુંઠણ મંડીને પડેલા કાવસે કહ્યું, "એવણ બેસુદ્ધ થઇ ગયાંછ."

બહેરામે તુરતજ પોતાનું ધ્યાન પોતાની પરણેતર ભણી ખેંચ્યું. તે તેણી ભણી ગયો અને તેનો નાજુક બોજો પોતાના હાથોમાં ઉપાડી, મહેરાંને તેની પછવાડે આવવાની નિશાણી કરતાં, અંદર બંગલામાં ગયો; જ્યાં એકબી શબ્દ બોલ્યા વિના તે તેણીને જાગૃત કરવાના ઉપાયો લેવા લાગ્યો. મહેરાં તેને મદદ કરવા લાગી.

"હું અહીં બેસુંછ, બહેરામ," મહેરાં, જરાક વારે બહેરામનાં મુખ ભણી જોયા વિના ઘણા ધીમા સાહદે, બોલી; "તમે ડાકટરને બોલાવાની કાઇ ગોઠવણ કરો."

તે તુરતજ ગયો; અને બાહર બગીચામાં ઉભેલા પોતાનાં નોકરોમાંથી એકને કોઇબી ડાકટરને જલ્દી તેડી લાવવાનો હોકમ કીધો. ત્યાર પછી તે પેલા લવજીના બેસુધ્ધ આકાર કે જ્યાં કાઉ તેની સારવાર કરતો પડયો હતો તે ભણી ગયો.

"માણેક હજી સાજો નથી થયો, કાવસ?" તેણે પુછ્યું.

"નહી, બહેરામ," કાવસે જવાબ દીધો; "એ ધીમે ધીમે પોતાની સુધ્ધીમાં આવશે. પણ એને તું ત્હારો ભાઇ—ડૉ. માણેક કરંજ્યા—તરીકે ગણવાની એક જબરી ભુલ કરેછ. એ ત્હારો ભાઇ

સુથી-એ તો કોઇ ભલતોજ પોશાગીર છે."

બહેરામ અજાયબી અને ગુંચવાડાથી પોતાના મીત્રનું મોહું જોવા લાગ્યો.

"હું પોતે એને ઓળખતો નથી," કાવસે કહ્યું; "ગઇ રાતે હું મ્હારા ઓરડામાં સુતો હતો, તેતલાં એક કોઇ શખ્સે આવી મને કહ્યું કે બાઇ રતનબાઇ ઘણી ધાસ્તીભરેલી હાલતમાં આવી પડયાંછ તેથી તેવણને બચાવવા વાંદરા ખાતે જવાની મને ઘણી જરૂર હતી. કાંઇબી વધુ પરપુછ કર્યાં વગર હું તૈયાર થઇ વાંદરે ગયો, જ્યાં સ્ટેશન પર મને આયજ શખ્સ મળ્યો હતો. મેં ડા. કરંજ્યા ધારી ત્હારાં વાઇફને માટે પુછ્યું-તે વખતે મને સહેજબી ખ્યાલ હતો નહીં કે એ ત્હારો ભાઇ નહી હશે-ત્યારે તેણે મને કહ્યું કે તે બીચારી કોઇ આફતમાં છે અને મ્હારે જલદી જઇ પુગવું જોઇયે. મને ઇઆનો સહેજબી ખ્યાલ આવ્યો નહી અને તુરત હું એની પુઠે ગયો. તે મને એક ઘણે દુર આવેલાં એકાંત મકાનમાં લઇ ગયો, જ્યાં મને કહેવા લાગ્યો કે તે મને ત્યાં મ્હારૂં ખુન કરવા લઇ આવ્યો હતો. તેણે કહ્યું હતું કે હું એ રતાંનો ભરથાર છું અને તેથી મ્હારૂં નિકંદન કાઢી નાખવાની એને ઘણી અગત્યતા હતી. હું સમજી જઇ શકયો કે અહીં કાંઇ દગો રમાતો હતો. મેં ગુસ્સાથી ગગડાત કરી કહ્યું કે એને મને એકદમ જતો મુકવો જોઇએ. પણ તેથી ન ડરતાં તેણે પોતાનાં ગજવાંમાંથી એક રીવોલવર કાઢી મ્હારી સાંમે ટાંકી; મેં તે ઝુંટવી લેવાની કોશેશ કીધી. પણ હું લાચાર બન્યો. તેણે એક જબરદસ્ત બાર કર્યો અને મને મુવેલો ધારી તે મકાનમાંથી ચાલી ગયો. હું તે વખતે તદન હીંમત હારી ગયો; મને રતાંની જીંદગીની ઘણી ધાસ્તી લાગી. અંધારૂં એટલું બધું તો હતું કે શું રસ્તો લેવો તે મને કંઇબી

સુઝ પડ્યું નહીં. આખરે એક ફરેસ્તાઇ મદદ મને મળી અને તે ત્હારી વાઇફની કઝીન મીસ અવાસ્યા હતી."

"મીસ મહેરાં અવાસ્યા?" બેહરામે પોકાર્યું; "તે કેમ બને! એ ત્યાં કેવી રીતે આવી શકી?"

પણ તે સવાલનો જવાબ કરવાનો કાવસને વખત ન મળ્યો; કેમકે તેજ પળે લવજી પોતાની સુદ્ધીમાં આવ્યો અને વળી તેજ પળે પેલો નોકર જે ડાકટરને તેડવા ગયો હતો તે એક જવાંન ડાકટર સાથે આવી લાગ્યો.

તે ડૉકટર કોણ હતો? હા—તે ડા. માણેક કરંજ્યા પોતે હતો, કે જેને જોતાં હરખભર બેહરામ તેની ભણી દોડયો.

પ્રીય વાંચનાર, એ ડાકટર અને પેલા લવજીમાં એટલી હદનું મલતાપણું હતું કે જો અત્રે એ કરંજ્યા ભાઇઓનાં માતાજી ખુદ બખુદ તેઓ સામે આવીને ઉભાં રહે તો તેઓ પણ તે બેમાં પોતાનો દીકરો કોણ હતો તે પારખી કાઢતાં લગાર મુશકેલીમાં આવી પડે. માત્ર પોશાકથીજ તેઓ જુદા પડતા હતા. બાકી દરેક ચીજમાં તેઓ એક સરખા હતા.

"કેમ બેહરામ, શું છે?" લવજી ભણી જોયા વિના તે મોટા ડાકટર સાહેબે પુછયું.

બેહરામ પોતાનાં ભાઇને પોતાની પરણેતર આગળ લઇ ગયો.

તે ડાકટર સાહેબે તેણીની જાગૃત કરવાનાં કેટલાક પછાડા માર્યા; અને પછી દયા અને દીલસોઝીથી બહેરામ તથા મહેરાં ભણી જોઇ નાશીપાસીથી પોતાનું મોહ કુમળાવ્યું.

"બેહરામ, આઇ એમ વૅરી સૉરી," તેણે બેહરામના કાન

ઉપર પડી કહ્યું "આય બાઇ થોડાજ કલાકની આ દુન્યાની પરોણી છે. કદાચ પોતાની બેસુધીમાંજ ખલાસ થઇ જશે. એ બાઇને કંઇ કશાનો જબરો 'શૉક' લાગ્યોછ; અને તેની જબરદસ્ત ખાધેલી ધાસ્તીની એ મોહકાણુ છે."

બેહરામે મહેરાં ભણી જોયુ; આશા કે નીરાશીથી? અને તેણીના ગાલ ઉપરથી ટપકટપક સડી પડતાં આંસુઓ જોઇ તેને તે મધુર પુટળીને પોતાની ગોદમાં સખ્તળાં જોશથી દાબી તેણીનાં કજરાયલા ગાલો ઉપર મોહબતનાં ચીસો મારવાની એક પવિત્ર લાલચ થઇ આવી. તે અટકી ગયો; સંજોગ અને બની ગયલા ઉપરા સાપરી બનાવને આધીન થઇ તે તે લાલચને શરણે ગયો નહી.

"મને હજી બીજાં ઘ‌ણે ઠેકાણે 'વીઝીટ' લેવાની છે, બેહરામ," તે વડા બાઇએ કહ્યું; "હું હાલમાં થોભી શકતો નથી. હું સાંજના જરૂર પાછો આવશ. મને ત્હારી સાથે ઘણી વાત કરવાની છે. સાહેબજી." તે શેકહેન્ડ કરી બાહર પડ્યો, જેની પુઠે બેહરામ ગયો.

ડાકટરનું ના તો પોતાના મીત્ર કે ના તો પોતાને મળતા આવતા શખ્સ ઉપર ધ્યાન ખેંચાયું અને તે ગુપચુપ ચાલ્યો ગયો.

"બેહરામ," બેહરામને પોતાના ભણી તેડી કાવસે કહ્યું; "આય શખ્સનું હવે તું શું કરવા માંગેછ? ત્હારા કોઇબી માણુસ મારફતે પોલીસને બોલાવી મંગાવ, કે એના જેવા ઠગારાનો હવાલો આપણે એ લોકને સોંપી દઇએ."

"સાહેબ, કંઇબી ઉતાવળ્યું પગલું ભરો તે અગાઉ દશ વખત વિચાર કરજો." લવજીએ ધોલારી અવાજે કહ્યું. "હું તો શરમ વગરનો બેશરમ આદમી છું. મને પોલીસનાં હાથમાં સોંપશો તો મ્હારા

ખાવાનું કાંઇ જતું નથી. ખોહવાનું છે ત્હમને. ત્હમારી આબરૂને એક જબરો ધક્કો પુગનાર છે, જો ત્હમે મને કોઇબી કીસમે ઉઘાડો પાડશો તો."

"બેહરામ, એવા ધુતારાની પરવાહ કરવાની કશીબી જરૂર નથી," કાવસે ઉશ્કેરાયલા અવાજે કહ્યું.

"આય ખાલી ભપકી નથી, મી. બેહરામ કરંજ્યા," લવજીએ ગંભીરાઇ અને એક અક્કલમંદ માણસનાં દરેક હાવભાવથી કહ્યું. "મને ખુલ્લો પાડવાથી ત્હમારી આબરૂને ઘણો ધક્કો પુગશે. ત્હમે કદાપી જાણુતા નહી હશો પણ હું ત્હમારી પરણેતરનો આગલો અને હકદાર ભરથાર લવજી દાવર છું!........નહિ, સાહેબ, એવું કડવું મોઢું કરવાની કશીબી અગત્યતા નથી. મને ઘેલો આસામી ના ધારતાં; પણ હું જે કેહુંછ તે તદન રાસ્ત છે. રતાં ત્હમારી સાથે એક હડહડતો દગો રમીછ, જે જો ત્હમે અત્રે એને હાજર કરશો તો એ જરૂર કબુલ કરી દીધા વિના રહેવાની નથી."

"એનો એકબી શબ્દ ના માન, બેહરામ. એ ઠગારા મુજીનો એકએક શબ્દ પુરવાર કરેછ કે એ એક અક્કલ વિનાનો ઘેલો આદમી છે," કાવસે તપી આવી કહ્યું: "એને મ્હારૂં ખુન કરવાની વેત્રણ કીધીછ–રતાંનુંબી ખુન કરવાની એ અણી પર હતો; એને ના જવા દે, બેહરામ, એને ના છોડ."

બેહરામ પુરતો શાંત અને ગંભીર હતો. તે વિચારવંત અદાએ કશુંબી બોલ્યા વિના ચુપ ઉભો. તે બોલીજ શું શકે?

"સાહેબ, કદાચ મ્હારૂં બોલવું અને મ્હારૂં કાર્ય ત્હમને એક ઘેલા આદમી જેવું લાગતું હશે." લવજીએ, બેહરામને ચુપ જોઇ,

હીંમતથી ચલાવ્યું; "પણ જો ત્હમે મને બરાબર સમજશો તો ક-દાપી મને ગેરઇનસાફ થતો ત્હમો અટકાવશો. હા, મેં બન્ને ખુન કરવાની વેત્રણ કીધીછ અને તેબી મ્હારી મતલબને ખાતર, તોબી જે મેં કરવાની કોશેશ કીધીછ તેમાં હું જરાબી ખોટો નથી. મી-કરંજ્યા, આજની ઘડી સુધી હું મ્હારી ઠગારી પરણેતરના ભરથાર તરીકે આય ગૃહસ્થને ધારતો હતો અને તેથીજ મેં એવણનું ખુન કરવાની કોશેશ કીધીછ; પણ નશીબ સંજોગે એવણ બચી ગયાછ—કેમ, તે હું સહેજબી કલ્પી શકતો નથી. સાહેબ, એક પરણેતર, પોતાના આગલા ભરથારને ઓળખ્યા અને તે જીવતો હતો એવું જાણ્યા છતાં બીજા સાથે પરણીને મોજમાં મોઝને, તે તેણીનો હક-દાર ભરથાર કેમ જોઇ અને સાંખી શકે? તોબી મેં ઘણી હીંમત ભરેલી રીતે બધું સાંખ્યુંછ. જ્યારે ખમવાની મ્હારામાં તાકાત નજ રહી, ત્યારે હું એક દીને ત્હમારા બંગલામાં ધસી આવ્યો, રતાંનું ખુન કરવાની મકસદથી. મગર મને એકાએક ફુટી નીકળેલો જોઇ તે અબળાએ પાડેલી ચીશે અને ત્હમારી 'ઓ માણેક—મારા ભાઇ'ની બુમે મને તમામ 'નર્વસ' બનાવી દીધો, અને હું ગાફેલ જેવો ત્યાંથી ભાગી ગયો હતો. ત્યાર પછીની મ્હારાં દીલની લાગણી અને ઉશકે-રાતનો હું ત્હમને કશોજ ખ્યાલ આપી શકતો નથી. મેં ત્હમને રતાંની જુઠી મોહ જાળમાં ફસેલા ધાર્યા, જ્યારે આ ગૃહસ્થ કે જે-વણને હું ચાલુ એની સાથે જોતો હોવાથી તેવણને હું તેણીનો ભર-થાર માનવા લાગ્યો હતો.

"હું એક વાર નવો ઠાગો રમ્યો; અને તે શું હતું તે આ આ-ગમજનું ત્હમને એવણે સમજાવ્યું હશે કે કદાપી પાછળથી સમજા-વશે. હું આજે સહવારેબી એ મ્હારી પરણેતરનું ખુન કરવાનીજ મક-

સદથી અંદર દાખલ થયો હતો, પણ અફસોસ કે હું જરાબી મ્હારી બીજી કોશેશમાં ફાવ્યો નથી. સાહેબ, મેં પુરતો ખોલાસો કીધોછ. હવે હું જ્યાદા બોલવા ચાહતો નથી. મ્હારો કેસ હવે હું ત્હમારી 'કૉમન સૅન્સ' ઉપર સોંપુંછ. જો કદાપી ત્હમને દુન્યાંનો ડર હોય તો—પણ નહી; એ કહેવા અગાઉ મ્હારે એક બે બોલ વધારે ત્હ-મારી દીલસોઝી ખેંચવા માટે બોલવા જોઇયે. સાહેબ, હું એક બીજી છોકરીને ચાહુંછ—તે છોકરી મને દુન્યાંની બીજી બધી ચીજો કરતાં સૌથી વાહલી છે. તે છોકરીને ખાતર હું ત્હમને અપીલ કરૂંછ કે ત્હમે જેબી પગલું ભરો તે અગાઉ એક નહી, પણ એક લાખ વ-ખત વિચાર કરજો." તે અહીં થોભ્યો—દમ લેવા તે ઉશ્કેરાયલો શખ્સ અહીં ચુપ ઉભો.

બેહરામ અને કાવસ એકમેકનું મોહ જોતા ચુપ ઉભા. રતાંની ચોકકસ વખતની વર્તણુક હવે તેઓનાં મગજ સનમુખ ધાઇ આવી અને તેનો મર્મ હવેજ તેઓ કલ્પી શકયા. પેલા નાટક વેળાએ ઠીયે-ટરમાં બનેલો બનાવ અને લવજીને જોઇને તેણીનો ગભરાત અને આતુરતાનું કારણ કાવસ હવેજ કલ્પી શકયો. તેણી લવજીને જોઇને કાંપ બેશુધ્ધ થઇ ગઇ હતી, અને લવજી તેનાં ભાઇને ઘણોજ મલતો આવતો, પણ તે કાંઇ તેનો ભાઇ ન હતો તે, બેહરામ કર-જ્યો આપજ ઘડીએ સમજી શકયો.

"પણ—પણ—ત્યારે હવે ત્હમે કરવા શું માંગોછ ?" કાવસે પુછ્યું.

"મ્હારી પરણેતરનું ખુન, નહીં તો કોર્ટમાં જઇ છુટા છેડા." લવજીએ જવાબ દીધો; "હું એનેથી કોઇબી રીતે છુટો થવા માંગુંછ."

"પણ તહમારી પાસે એ તહમારી પરણેતર છે એવો દાવો કરવા માટે સાબેતીઓ શું છે?"

"અમારાં લગનની સરટીફીકેટ અને એની સાથે પડાવેલો એક ફોટો," તેણે હીંમતથી કહ્યું.

"પણ એ બધી જેહમત કરવાંની કશી જરૂર નથી," અત્યાર સુધી ચુપ ઉભેલો બેહરામ બોલ્યો; "કેમજે–કેમજે એ છોકરીની અજળ નજદીક છે."

કાવસ કે લવજીને કાંઇબી રીતનો વધુ હુંકારો કાઢવાની ટક મળે તે અગાઉ બંગલામાંથી એક નોકર હાંફળો ફાંફળો આવ્યો અને બેહરામને અંદર 'પેલાં નવાં આવેલાં બાઇ' ઘણી તાકીદે બોલાવેછ એવું કહ્યું. તે તુરતજ ગયો, જેની પુઠે કાવ્ કાવસ અને લવજીબી એક શબ્દ બોલ્યા વિના ગયા.

બેહરામને બારણા આગળજ મહેરાંનો રડતો આકાર મળ્યો.

"રતાં–રતાં, તહમુને માંગેછ, બેહરામ." તેણીએ કહ્યું. તે બીચારી આખ્ખા તને ધ્રુજતી હતી, હવે પછી શું બનનાર હતુ તેનાં ભ્યાલે.

બેહરામ પોતાની પરણેતર આગળ ગયો. આહ! તેણીનાં મુખડાં ઉપર અજળની ઝાંખી રોશની અત્યાર આગમજની ફેલાઇ ચુકી હતી. તે ઘડીનો તેણીનો મરતો દેખાવ જોઇ–તેણી ગમે તેવી ભુંડી હતી છતાં–બેહરામની આંખમાં દીલસોઝીના ઝળઝળ્યાં ભરાઇ આવ્યાં!

"બેહરામ, મ્હારી આગળ આવો." ત્યાં શાંતી હતી–એક મોહટ કીનારે સુતેલા આસામીના ઓરડામાં જોઇયે તેટલી હદની

ઉંડી શાંતી અને ચુપકીદી ત્યાં ફેલાયલી હતી; અને તે વખતે ખેં-ચાયલી જબાંએ રતાં બોલી.:બેહરામ તુરત તેણી ભણી ગુંઠણી પડી વાંકો વળ્યો અને તે શું કહેવા ઇચ્છતી હતી તે સમજવા લાગ્યો. "મેહરાં, મેહરાં, તું ક્યાં છે?" મહેરાં જીવ નાખતી તેણી આગળ જઇ પુગી. રતાંએ તે બંન્નેના હાથો પોતાનામાં લીધા: "બેહરામ, મહેરાં, હું જાણુંછ અને સૌ કોઇ જાણેછ કે હવે હું મરી જવાની છેઉં. તમે લોકો રડીને શું કરશો? એ તમારાં કીંમતી આંસુઓને લાયકની હું જરાબી નથી. બેહરામ, મહેરાં, હું ઠગારી છેઉં; મેં સારી દુન્યાને ઠગીછ. બેહરામ, તું હરેક રીતે છુટો છે. હું તહારી જુઠી પરણેતર છેઉ—ઓ! ઓ!" અને અહીં તે પાછી નસોસ થઇ પડી—ફખલું સઘળું તોતરી અને ખેંચાતી જબાંને બોલી તે થાકી ગઇ, અને બેભાનીમાં કેટલોક વખત ચુપ સુતી.

તે પાછી જાગી ત્યારે તેણીમાં ઘણો અદભુત ફેરફાર થઇ ગયો હતો—તેણીનાં મુખ ઉપરથી લોહીનું એકકે એક ટીપું ઉડી ગયલું હતું, અને એક મરતાં આસામી કરતાં તે એક સફેદ મીણનાં બનાવેલાં પુટળાંને વધુ મલતી આવતી હતી.

"મ્હારી મહેરાં, મેં તને ઘણું દુ:ખ દીધુંછ. ઓ! બેહરામ, મેં તનેબી કોઇ રીતનું સુખ નથી દેખાડયું." તેણીએ મરતી જબાંએ વધાર્યું; "પણ—પણ—પણ—ઓ!—તમે બોલો, કે તમે મને માફ કીધુંછ?"

"રતાં, અમોએ તને માફ કીધુંછ!" તે બંને જણાંએ કહ્યું.

"ખુદા તમોને સુખી રાખે!" રતાં બોલી; અને બસ તેજ તેણીનાં સેવટનાં શબ્દો હતા. તેણીની આંખે સઘળાં અંધારાં ફરી

વળ્યાં, તેણીનો એક બે પળ જીવ ઘણો ગભરાવા લાગ્યો અને ખલાસ! થોડીક ઘડી ઘરટલો ચાલી તે જવાંન અબળાનો જીવ તેણીના ખોળયાંમાંથી ઉડી ગયો.

ઝોલાકી દોર પાંથરી રહેલાં માણુસો પોતાનો દોર ચલાવતી વખતે મોહટનાં ફરેશતાને તમામ વિસરી જાય છે; જો તેઓને સેહજથી અજળનાં ફરેશતાને લગતો ખ્યાલ થોડીક ઘડીબી આવી શક્તો હોય તો તેઓને તેઓના તુચ્છપણાનો પુરેપુરો વિચાર આવી શકે. મગર ચાલતા વખતમાં આજે કેટલા માણુસો મોહટનો ડર રાખે છે? જો આજે મરણુની બીહક દરેકના હૈયાંમાં હરપળે ચાલુ લાગ્યા કરતી હોય, તો આ ક્ષણભંગુર દુન્યાંમાં એટલા બધા દગા ફટકા અને કાવાદાવા હોઇજ કેમ શકે! અને તો પછી તેવા દગા ફટકા અને સુખ દુઃખને મોટાં રૂપમાં વાંચનાર સનમુખ રજુ કરવાની મહાન લેખકોને ટકજ શાની મળતે? અરે, મને એમજ પુછવા દોની કે તો પછી આ દુન્યામાં પ્યાર મોહબતનાં 'રસ કસ વગરનાં' ટાહેલાં ચીતારનાર લેખકોની હસ્તીજ હોતે કયાં?

* * *

બેહરામ કરંજ્યાએ પોતાની માવીતર અને બાઇને પોતાના બંગલામાં બોલાવી મંગાવ્યાં; ગહેરાંની પાસબાની કરવા અને રતાંનાં બદનની યોગ્ય વ્યવસ્થા અને રૂવાન કાઢ્યા પછીની સઘળી ક્રીયા કામ કરવાંને માટે તેમની મદદની તેને જરૂર હતી.

તેણીનો તુરત સચકાર કરવામાં આવ્યો અને સાંજેસાંજ બણુતર બણી તેણીને અવલમંજલ પોંહચાડી. આ રીતે તે એક જાલેમ અબળા, દુન્યાંમાં બની શકી એટલી જાલમાઇ કરી, આયદે મોહટને

શરણે જઇ પોતાની કરણીનો, આ દુન્યાંમાં કશોબી ભરાઠનો પમ-ગાત ફેલાવ્યા વિના, જવાબ આપવા મીનોઇ જેહાંનમાં સદાની જઇ સુતી.

અને હવે આપણે ટુંકું કરશું. બહેરામનાં માવિતરને, રતાંના ચાહરમને દિવસે બેહરામે છેલ્લા છ મહીનામાં શું બની ગયું હતું તે સઘળું કહ્યું. તે કેવી રીતે સોલીસીટર બનાજી મારફતે પોતાના ફુઆના વિલને લગતું સમજી સુરત ગયો હતો—ત્યાં રતાંને બદલે તે મહેરાંને મલ્યો અને તેણીના પ્યારમાં પડ્યો—સોલીસીટરને ત્યાંનો ધોંટાળો—તેની નબળી લાગણીની મોહકાણ—રતાંની તેની સાથનાં લગનની ઉતાવળ—લગન પછીની તેની કંગાલ જીંદગી—રતાંનો ઠાગો વિગેરે સઘળું તેઓને તેણે જણાવ્યું. કેવી રીતે લવજી અને તેનો ભાઇ મળતા આવતા હતા તેબી તેઓને તેણે જણાવ્યું, ત્યારે તે ભલી માવિતર ઘણી હયરત રહી અને પોતાનાં વડા બેટાને છાતીએ દાબી ખરાં હરખનાં આંજુઓ સાથે તેની ઘણી ઘણી બાશી ચાહી.

અને ત્યાર પછી તેઓ સાથેજ રહ્યાં. એ માય દીકરાઓએ બેહરામ સાથે મહેરાંના લગન કરી નાખવાની ઘણી ઉતાવળ અને આતુરતા દેખાડી મગર મહેરાંએ ગમગીન સાહદે તે લોકને ફક્ત છ મહીના થોબવાની અરજ કીધી.

"વાહલા બેહરામ," તેણી બેહરામના પાંસાંમાં ભરાઇ આંખમાં આંજુઓ સાથે બોલી, "ફક્ત છ મહીના થોબો. છ મહીનામાં કશુંબી ખાટકું મોળું નથી થઇ જતું. હું સદાની તમારીજ છેઉં! મગર મ્હારેથી રતાં જરા બી ભુલાતી નથી; માત્ર એ મ્હારી હેતવંતી કઝીનનો ગમ ભુલાવાજ હું તમારી પાસેથી છ મહીનાની મહેતલ માંગી લેઉછ."

અને બેહરામે ખુશી સાથે સબુરી રાખવાનું વચન આપ્યું. જમાનાઓ અને વરસો વહી જાયછ તો પછી એટલું અરધું વરસ પસાર થઇ જતાં કેટલો વિલંબ લાગવાનો ? અને તેણીને વચન આપી તેણીના મુખ ઉપર એક ચુંબન લઇ–ઓ, વાહલી મીઠી તે કીસી ! આજે કેટલા મહીનાઓ પછી તે વાહલાંઓના હોથો એકમેક સાથે દબાતા હતા !–તે ઓરડો છોડી જતો રહયો.

× × ×

ભરી ભુખે ખાધા વગર બીજા ભુખ્યાંની ભુખ ટાળવી એ, પ્રીય વાંચક, ખરી સખાવત છે. ચીંગડાંનાં કપડાં પહેરી તાપમાં બળી મરતાં અને ઠંડીમાં અકડી જતા નગનનું આંગ ધાંકવું એ ખરૂં પરગજુપણું છે. પરોપકાર, વાહલાં વાંચનાર, એજ કીસમનો થવો જોઇયે; પોતાનાં તન ઉપર થોડી ઘણી કષ્ટી ખેંચી અને પોતાની મોજનો થોડો ઘણો ભોગ આપી બીજાંના સુખમાં ફ્લ્રટ લેવી એજ ખરૂં દાન છે.

બેહરામ કરંજ્યો છ મહીના પછી જ્યારે પાછો પરણ્યો ત્યારે તેણે કોઇબી કીસમની ધામધુમ કીધી નહી. તેણે, જો પોતે ધામધુમથી પરણતે તો કેટલો ખરચ થતે તેનો અડસટો કાઢ્યો અને તેટલી મોટી રકમનાં તેણે દાળ ચોખા અને કપડાં ચપડાં કેટલાંક નિરાધાર પારસી કુટુંબોમાં વેંહચી આપ્યા અને એક તેવીજ મોટી રકમનો ચૅક 'હૉમ ફૉર ધી હેલ્પલેસ'નાં મુરબ્બી સુકાની સાહેબ ઉપર, પોતાની પરણેતરનાં આગ્રહથી, નનામે મોકલી આપ્યો.

તે લગન ઘણુંજ ગુપચુપ બહેરામનાં બંગલામાં થયાં; અને લગન પછી તુરતજ તે જોડું સુરત–ગમે તો 'હનીમુન' ગુજારવા કહો–

ઉપડી ગયું. ત્યાં તેઓ ભલાં શીરીનબાઇ દુબાશને ત્યાં ઉતર્યાં, જે-વણે તેઓને ઘણી ઓહસ કરીને પોતાને ત્યાં બોલાવ્યાં હતાં. ભલાં શીરીનબાઇનો હરખ તેઓને જોઇને માયો સમાયો નહી, અને મહેરાંને કેટલો વાર વેર પોતાનાં પાસામાં દાબી તેણીના કાનમાં ભલી દુવાના સખુનો રેડયા કીધા.

તેવણુની ઓહસ આગળ તે તુરતનું પરણેલું જોડું લાચાર બન્યું; અને ખાસ્સા બે મહીના તેઓને સુરતમાં તોડી પાડવાની ગોયા ફરજ પડી. તેઓ ચાલુ પોતાની માનીતી જગા–'હોપ પુલ'—ઉપર ફરવા આવતાં અને સઘળી ગઈ ગુજરી યાદ કરી અવારનવાર હરખ અને ગમીનાં ભેગાં આંજુઓ ખેરવતાં.

એક દિવસે સાંજે છેક ઘણે મોડેથી તેઓ પુલ ઉપર ફરવા ગયાં અને ત્યાં બેસી ટાહેલાં કરતાં તેઓને ઘરે જતાં હદની બાહેર મોડું થયું. તેઓ ઉતાવળથી ચાલી જતાં હતાં, જેટલાં એક ચીથડે-હાલ પારસી અબળા, જેણી પુલનાં કટેરાનો ટેકો લઇ ડચકાં ખાઇ ઘસાઘસ રડતી હતી, તેણી ઉપર તેઓનું ધ્યાન ખેંચાતાં સ્વભાવીક ઉભાં રહેવાની અને તેણી વિષે પુછવાની તે પરગજુ દંપતીને લાલચ થઇ.

"બાઇ, તું કાંઇ મુશીબતમાં છે?" મહેરાંએ લાગણીથી ધ્રુજતા સાહદે પુછયું.

તે કમનશીબ અબળા પોતાનાં દુઃખનાં આંજુઓ ખેરવવામાં એટલી તો ચકચુર હતી કે તેણીએ મહેરાંનો સવાલ સમજ્યો નહી.

"બાઇ, તું રડેછ કાંય?" મહેરે એ પાછું પુછ્યું; અને તેણીની પાસે બેસી જતાં વધાર્યું, "હું તને કોઇબી રીતની મદદ કરશ."

તે રડતી છોકરીએ પોતાનો ચેહરો ઉંચક્યો; અને—અને—વાંચનાર, તે કોણ હતી? એવી તે તે કોણ અબળા હતી કે જેને જોઇને મીસીસ બેહરાંમ કરંજ્યા ચમકીને પાછી ખડી થઇ ઉભી?

"આલાં? આલાં મેહતા! તું અહીં!" મહેરાંએ દયા અને અજાયબીનાં ભેગા ઉદ્ગારથી પુછ્યું. "આય ત્હારો શું અવતાર? તું અહીં બેસી કાંય રડેછ?"

તે છોકરી કશું બોલી નહીં; મગર ચાલુ એક ખેદજનક રડવું રડયા કીધી.

દયાળુ મહેરાં! તેણીનું હૈયુ મોમ મીસાલ પીગળી ગયું અને તેણી પણ અવાચક જેવી ઉભી રહી રડવા લાગી. અફસોસ! તે નેક અબળાથી તે છોકરીનો આવો બરગશ્તે દિવસ—જે કે તેણી તેણી સાથે હદની બાહર લુચ્ચાઇ અને ફરેબ રમી હતી છતાં—જોઇ શકાયો નહીં. અને તેણી પણ તેણીનાં આંજુઓમાં પોતાનાં આંજુઓ રેડવા લાગી.

"ઉઠ, તું અહીં ના બેસ. મ્હારે ઘેરે ચાલ." મહેરાંએ પોતાનાં આંજુઓ લુછી નાખી કહ્યું. "બેહરામ, આય મ્હારી જીગેજાનની સહી છે. હું એને આપણે આશરે લેઉં તો ત્હમને કશીબી અડચણ છે?"

બેહરામને અડચણ હોપજ શાની? પોતાની પરણેતરને રાજી રાખવી અને તેણીનો પડયો બોલ ઉપાડી લેવો તે તેનાં મનથી એક મોજ જેવું હતું અને તે, ત્યારે, આલાંને આશરો આપવા નાજ શાનો પાડી શકે? તેણે પોતાની ખુશી દેખાડી.

"ચાલ મ્હારે ઘેરે, આલાં," તેણીએ પટાવતથી કહ્યું અને આલાંએ તેણીના ચેહરા ભણી જોયું. તે અગાઉનો ચેહરો જ ન હતો, રૂમાખી કે રૂડો; પણ તેને બદલે તેણીની ઉંડી ગયલી આંખ, કાંઇ દુ:ખ ખમ્યાથી તે પુરતી ઘડાયલી અને નમ્ર થયલી હતી એવું કહી આપતી હતી.

વાત એમ બની હતી કે-આલાંએ રસ્તામાં ચાલતાં પસ્તાવાથી ભરપુર અવાજે કહ્યું હતું તેમ-'હોમ'નાં મ્યુઝયમમાંથી મોટી મોટી ચીજો ચોરી તે કાંઇ ગોઠયાને આપતી હતી, જે મુંબાઇ જઇને સઘળું વેચી આવી, અર્ધા પૈસા પોતે રાખતો અને અર્ધા તેણીને આપતો; જેમાંથી, ફલીને પરણવાની ઉમેદમાં, તેણી મોંઘાં મોંઘાં કપડાંઓની ખરીદી કરતી હતી.

હવે મહેરાંએ તેણીની ચોરી પકડયાથી તેણી પાછી તેવું કરવાની હીંમત કરી શકી નહી, જે તેનાં પેલા ગોઠયાને રૂચ્યું નહિં. તેણે તેણી ઉપર ટકાજા કરવા માંડયા અને જો તે તેણી માટે કાંઇ નવું બીજું નહી લઇ આવશે, યાતો તેણી તેની સાથે થોડા વખતમાં અહીંથી ન્હાસી જઇ પોતાની સાથે નહિ આવશે તો સઘળો ભરકો ફોડી દેવાની તેને ધમકી બતાવી હતી.

ઉછાછળી આલાં! પાછી ચોરી કરવાની તેણીની હીંમત થઇ નહી, તેમજ પોતાનું પાપ ફુટી જાય એબી તેણીને રૂચ્યું નહી, અને તેથી તેની સાથે નાહસી જવાનું તેણીને વાજબી લાગ્યું; અને એક રાતે ગોઠવણ મુજબ તે તેની સાથે ભાગી ગઇ.

એવા ઉછાછળાં પગલાંનું હંમેશાં શું સેવટ આવે છે? કંગાલ્યત, દળીદ્રતા અને દુ:ખ શિવાય બીજું કાંઇજ નહી. પેલા કાઇ

ગોઠયા સાથે તેણીને મુદ્દલ ખાઝયું નહીં; ચાલુ ટંટા થવા લાગ્યો અને આખરે આલાંનું સઘળું પાપ ખાનબહાદુર આગળ-એક લંબાણ કાગજ મારફતે-ફોડી નાખી, તેણીને તજી તે જતો રહ્યો.

"ઓ મહેરાં, મેં એટલું છતાં શું શું સેહવ્યુંછ તેનો તને પુરો ખ્યાલ કેમ આપી શકું?" સેવટે તેણીએ ઉમેર્યું; "મેં ભુખ અને ઊંઘ વિનાનાં ચાલુ અઠવાડયાંના અઠવાડયાં કાઢ્યાંછ અને આખરે મ્હારેથી મ્હારી જીંદગી નહીજ સેહવાઇ ત્યારે તેનો અંત લાવી નાખવાનાં નકકી ઇરાદાથી હું પુલ આગળ જઈ બેઠી હતી!"

તેજ રાતે મહેરાંએ એક ઘણું આગ્રહ કરતું કાગજ ખાનબહાદુર ઉપર લખી કાઢયું, જેમાં આલાંએ પુરતું ખમ્યું હતું અને તેણી પુરતી પસ્તાઇ હતી એવું જણાવી, તેણીને ખાતર આલાંને પોતાનાં આશ્રમસ્થાનમાં એકવાર પાછી રાખવી એવું કરગરીને લખ્યું.

ખાનબહાદુરે તુરત વળતે ટપાલે જવાબ મોકલ્યો. તેમાં તેવણે મહેરાંની ઘણી દરગુજર ચાહી, અને તેણીને ખાતર તેણીને પાછી લેવાનું તેવણે કબુલ કીધું. જે દીવસે તેણીને તે કાગજ સુરતમાં મલ્યું, તેજ સાંજે બહેરામને એક પત્ર કાવસ હાસોત્યા તરફથી મલ્યો, જેમાં તે જણાવતો હતો કે તે મુંબાઇ સદાનું છોડી અમેરીકા ઉપડી ગયો હતો. મહેરાં અને બહેરામ તેને માટે ખરાં જીગરે દીલસોજી થી દાઝી ગયાં.

બસ, વાંચનાર! હવે વધનનાં વાદળાંઓ સઘળાં વીખરાઇ ગયાં છે. સર્વ તેઓની કરણીનાં ફેજ પુગ્યાં છે. નેક બહેરામ અને મહેરાંને તેઓને લાયકનો પુરેપુરો બદલો મલ્યો છે, ત્યારે હવે જાસ્તી કહેવાની શું જરૂર છે?

કાંઈજ નહી, ફકટ એટલુંજ કે આ વારતાના હીરો અને હીરૉ-ઇન હાલમાં જેટલું સંતોષી સુખ ભોગવે છે, તેવુંજ પરમ સુખ, હમો મ્હારાં ભલાં વાંચનારાંઓ, સદાકાળ ભોગવતા રહો એવી નેક દુવા ગુજારી હું મ્હારી આરામ માગતી કલમને બાજુએ મુકીશ. વળી પાછાં એકવાર આ જીંદગીમાં મલ્યે તેઠલા, વાંચનાર વાહલા, ટટા!

સમાપ્ત.

---